# ब्राह्मधर्ममत अने विश्वास.

मूल बंगालीमां 

महर्षि श्रीदेवेन्द्रनाथे कर्युं,

तेनुं 

ગુજરાતીમાં ભાષાંતર કર્તા,

## શ્રી નારાયણ હેમચંન્દ્ર.

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलोनरः ।
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥

(श्रीमद्भागवत् ११।८।१०.)

અર્થ—ભ્રમર જેમ સર્વ પુષ્પમાંથી સાર ગ્રહણ કરે છે તે પ્રમાણે કુશલ મનુષ્યે ન્હાના અને મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

મુંબઈઃ

ઓરિયન્ટલ યંત્રમાં મુદ્રિત.

સંવત્ ૧૯૩૯. સને ૧૮૮૨. બ્રાહ્મ સંવત્ ૫૩.

મૂલ્ય ૨ આના.

# બ્રાહ્મધર્મમત અને વિશ્વાસ.



મૂલ બંગાલીમાં

મહર્ષિ શ્રીદેવેન્દ્રનાથે કર્યું,

તેનું

ગુજરાતીમાં ભાષાંતર કર્ત્તા,

## શ્રી નારાયણ હેમચંદ્ર.

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलोनरः ।
सर्व्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥

(श्रीमद्भागवत् ११।८।१०.)

અર્થ—ભ્રમર જેમ સર્વ પુષ્પમાંથી સાર ગ્રહણ કરે છે તે પ્રમાણે કુશલ મનુષ્યે ન્હાના અને મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

મુંબઈ:

ઓરિયન્ટલ યંત્રમાં મુદ્રિત.

સંવત્ ૧૯૩૯. સને ૧૮૮૨. બ્રાહ્મ સંવત્ ૫૩.

મૂલ્ય ૨ આના.

ॐ तत्सत्.

# ब्राह्मधर्म मत अने विश्वास.

## प्रथम उपदेश.

### (ઈશ્વરનું અસ્તિત્વ અને લક્ષણ.)

ઈશ્વરના અસ્તિત્વ વિષય કેહેવાની કંઈ જરૂર નથી. બૌધ મતવાળા મનુષ્ય વિના તેનો સ્વીકાર કરે છે. જગત્‌નું અસ્તિત્વજ તેનું અસ્તિત્વનું સ્પષ્ટ પ્રમાણ છે. જગત્‌માં સર્વ સુશૃંખલા જોવામાં આવે છે, સર્વ કૌશલમય જણાય છે. એમા કંઈ પણ અસંબંદ્ધ વિશૃંખલ જોવામાં આવતું નથી. અનિચ્છોત્પન્ન આકસ્મિક વ્યાપાર એક પણ જણાતો નથી. કોઈ વસ્તુ અમસતી સૃજન કરી નથી. કોઈ નિયમ નિરર્થક કર્યા નથી. એક સત્યકામ મંગલ સંકલ્પ મહાન્ પુરૂષની ઈચ્છા, આ વિશ્વ સંસારમાં દેદીપ્યમાન પ્રકાશ આપે છે. ઈશ્વરનું જ્ઞાન અને મંગલભાવ મનમાં ધારણ ન કર્યાથી તેનું અસ્તિત્વ માત્ર સ્વીકાર કરવું એ કેવલ ઈશ્વર શૂન્ય છે એમ બોલવા જેવું થાય છે. તેના અસ્તિત્વની સાથે સાથે તેનું જ્ઞાન અને મંગલભાવ પણ આ જગત્‌માં સુવ્યક્ત થઈ રહ્યું છે. સર્વ કૌશલમાં તેનું જ્ઞાન પ્રકાશિત થઈ રહ્યું છે, સર્વ બનાવોમાં તેનું મંગલભાવ મુદ્રિત થઈ રહ્યું છે. મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ સઘળા મળીને તેનું જ્ઞાન તથા મંગલ અભિપ્રાય દર્શાવે છે. 'તે છે' એટલુંજ કહ્યાથી તેનાવિષે કંઈ કેહેવામાં આવતું નથી. તે છે, અને તે જ્ઞાનસ્વરૂપ તથા મંગલસ્વરૂપ છે. તે

તથા મંગલભાવની શું સીમા છે? ના, તેનું અનંતજ્ઞાન છે

ઈશ્વરેના છે. જગત્‌નું કારણ ઈશ્વર છે. પરંતુ તેને

જ્ઞાન નથી એવું કદિ થનાર નથી. જગતનું કારણ જ્ઞાનવાન્ પુરુષ છે, પરંતુ તેનો મંગલભાવ નથી એ પણ કેહેવામાં આવતું નથી. તેને આ જગત્ સૃજન કર્યું છે તે અમંગલને વાસ્તે હોય તો તે ઈશ્વર નથી, પણ કોઈ ભીષણ દૈત્ય અથવા અસુર આ વિશ્વનો રચવાવાળો હોવો જોઈએ. ઈશ્વર છે તેની સાથે સાથે આ બે લક્ષણ સ્પષ્ટ રીતે રહ્યા છે તે જ્ઞાનસ્વરૂપ અને મંગલસ્વરૂપ છે. મનુષ્યની આકૃતિ અને તેનું જ્ઞાન તથા ધર્મ મનમાં ન લાવતા મનુષ્યને મનમાં લાવ્યાથી જેમ મનુષ્યનો ભાવ આપણા મનમાં આવતો નથી, તે પ્રમાણે ઈશ્વરનું જ્ઞાન અને તેનું મંગલભાવ ન જાણ્યાથી ઈશ્વર શબ્દનો અર્થ સમજાતો નથી. તેનું જ્ઞાન નથી, તો તે જડ છે; તેનું મંગલભાવ નથી તો તે નિષ્ઠુર અસુર તથા નિર્દય દૈત્ય છે. સઘળી સૃષ્ટિની પ્રક્રિયાજ તેનું જ્ઞાન અને મંગલ સંકલ્પ પ્રચાર કરે છે. એવો કોઈ નિયમ નથી જેમાં તેનો અગાધ મંગલ અભિપ્રાય પ્રકાશ ન થતો હોય. એવું કોઈ કાર્ય નથી જેમાં તેનું અસીમ જ્ઞાન પ્રકાશિત ન થતું હોય. આ બે લક્ષણ તેના સ્વરૂપના પ્રધાન લક્ષણ છે. ઈશ્વરના સ્વરૂપમાંથી ઉપલા બે લક્ષણ કાહડી નાખ્યા તો તેમાં ઈશ્વરનો ભાવ કંઈ રેહેતો નથી. તેના અસ્તિત્વની સાથે સાથે તેનું સ્વરૂપનું લક્ષણ સર્વત્ર સુવ્યક્ત થઈ રહ્યું છે. સર્વ જગતનું સંસારજ કાર્ય છે, તેનો તે મૂલ કારણ છે. સર્વ જગત્ શૃંખલાજ કૌશલમય છે અને તેજ તે કૌશલનું કારણ જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ છે. જગત્ના સર્વ નિયમ મંગલકારક છે અને એનો બનાવનાર મંગલસ્વરૂપ છે.

પરંતુ ઈશ્વરનું જ્ઞાન તથા મંગલભાવ શું પરિમિત છે કે અપરિમિત? તે શું કેટલાક વિષય જાણે છે કેટલાક વિષય જાણતો નથી? કેટલા દેશ જોય છે કેટલા દેશ જોતો નથી. તે બાહર છે અંતરમાં નથી, તેમાં કેટલાક સારા ભાવ છે. અને કેટલાક ખરાબ ભાવ છે? શું તે એ પ્રમાણે અપૂર્ણ છે? ના કદિ નહિ. જે કંઇ પરિ[illegible] વસ્તુ છે, તેજ સૃષ્ટ વસ્તુ કેહેવાય છે, જે ઈશ્વ[illegible]

અને પરિપૂર્ણ છે. આ સત્ય સર્વના બુદ્ધિમાં ઠસેલું છે. ઈશ્વ-રને અનંત અસીમ અપરિમેય ન જાણ્યાથી તેનું કોઈ પણ સ્વરૂપ કેહેવાઈ શકાતું નથી. ઈશ્વરના કેટલાક વિષયની સીમા છે, પરિ-ણામ છે તેમાં કેટલીક કમતાઈ છે, એ કેહેવાથી તેને ઈશ્વર કેહેવાઈ શકાતો નથી, બીજી કોઈ પરિમિત વસ્તુ જાણીને કેહેવાઈ શકાશે. ઈશ્વર જે છે તે પૂર્ણ છે. પૂર્ણ તે કેવો છે તે તેજ પૂર્ણ સ્વરૂપજ જાણે છે આપણે અપૂર્ણ જીવ છિયે તેથી તેનો પૂર્ણભાવ મનમાં ધારણ કરી શકતા નથી, ત્યારે તેને અનંત, અસીમ, અપ-રિમેય જાણવો આપણો સાધ્ય છે. તેના કોઈ વિષયઉપર વિચાર કરીયે છિયે તો તે અનન્ત જણાય છે. તે જ્ઞાનમાં અનન્ત છે, તે શકિતમાં અનન્ત છે, તે મંગલભાવમાં અનન્ત છે, તે દેશમાં અનન્ત છે, તે કામમાં અનન્ત છે.

જ્યારે તેના જ્ઞાનની સાથે અનંતભાવને મેળવીયે છિયે ત્યારે તેને સર્વજ્ઞ કહીયે છિયે. તે ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન સર્વકાલના સઘળા વ્યાપાર વિશેષ રૂપથી જાણે છે, તે જેમ બાહારના સઘળા વિષયને જાણે છે, તે પ્રમાણે આપણા અંતરના પ્રત્યેક કામ તથા પ્રત્યેક ભાવ ઉત્તમ પ્રકારે જાણે છે. અંધકાર તેની આગળ કોઈ પણ ખરાબ કામને છુપાવી રાખી શકતો નથી અને કપટતા પણ તેના જ્ઞાનની આગળ સત્યને ઢાંકી શકતો નથી. તેના અનંત જ્ઞાનનો ગુરૂભાર પરિમાણ કરીને છેડો લાવી શકાતો નથી.

જ્યારે તેનું મંગલસ્વરૂપ અને અનંતભાવ એકત્ર કરીયે છિયે, ત્યારે તેને પૂર્ણમંગલ કહીયે છિયે. ખરાબની સાથે તેનો લેશ માત્ર સંપર્ક નથી. કોઈ દોષ તથા ગ્લાનિ તથા કલંક તેને અડકી શકતો નથી. પ્રકાશની સીમા શું? તો અંધકાર, જ્ઞાનની સીમા શું? તો અજ્ઞાન. સદ્ભાવની સીમા શું તો અસદ્ભાવ. મંગલની સીમા શું? તો અમંગલ. ઈશ્વર કોઈ સીમાવાળો પદાર્થ નથી. મનુ-ષ્યના વિષયમાં જ્યારે આપણે આ પ્રમાણે કહીયે છિયે કે આ દોષ છે. પરંતુ ઈશ્વરના મંગલભાવની સીમા કરી શકાતી નથી. તેના

જ્ઞાનની સીમા નથી તે સમજ્યાથી તે સર્વજ્ઞ થાય છે; તેના મંગ-
લની સીમા નથી જાણીને તે પૂર્ણમંગલકારક છે.

જ્યારે તેની શક્તિ વિષય વિવેચના કરીયે છિયે ત્યારે તેને
અનંતશક્તિ અને સર્વ શક્તિમાન જાણીને આપણે વિશ્વાસ કરીયે
છિયે. આપણો અભિપ્રાય જો મંગલ હોય પણ શક્તિ ન હોય
તો તે અભિપ્રાય સિદ્ધ થતો નથી. પરંતુ તેમાં તેવો પ્રકાર નથી.
તેની ઈચ્છા મંગલકારક છે અને તેની જે ઈચ્છા છે તેજ થાય છે.
અને પછી પણ તેજ થશે. તેની અપરિસીમ શક્તિથી સર્વ
પદાર્થો પોતપોતાની શક્તિ ધારણ કરી રહી છે. અહીંયાંના જે-
ટલા જડપદાર્થો છે, જેટલા પ્રાણિ જંગમ છે, ઉપર જેટલા પ્રકાંડ
પ્રકાંડ લોકમંડળ છે, જેટલા લોક નિવાસી જીવો છે, જેટલા પ્રકાર-
ની સૂક્ષ્મથી સૂક્ષ્મ કૌશલ સર્વ છે, તેમાં તેની શક્તિનો છેડો આ-
વ્યો છે એમ નથી. તેની શક્તિની કમતાઈ નથી. તે વિચિત્ર
શક્તિવાળો અને તે સર્વ શક્તિમાન છે. તે સૃષ્ટિ સ્થિતિ પ્રલયનો
એક માત્ર કારણ છે. તે જે ઈચ્છા કરે છે તેજ કરી શકે છે.

વળી જ્યારે તેનો અનંતભાવકાલની સાથે મેળવવામાં આવે છે.
ત્યારે તેને નિત્ય શબ્દમાં વ્યકત કરીયે છિયે. તે પ્રથમ પણ હતો,
આજ પણ છે, તે પછી પણ રેહેશે. જ્યારે કંઈ ઉત્પન્ન થયું
નોહોતું, ત્યારે પણ તે હતો, અને જો સર્વનો વિનાશ થઈ જાય
તથાપિ તે રેહેશે. કાલેકરીને તેના સ્વરૂપનો ફેરફાર થતો નથી.
તે ધ્રુવ છે તે વગર ફેરફારવાળો છે. તે સર્વકાલે સમાન ભાવે રહે છે.

તે સર્વવ્યાપી છે. દેશમાં તેનો છેડો નથી. તે કોઈ એક દે-
શમાં બેસીને રાજ્ય ચલાવતો નથી. સર્વ જગત્‌માં તેનું રેહેઠાણ છે,
આપણા આત્મામાં પણ તેનું આસન છે. તે અચિંત્ય દૂરસ્થિત
તારામાં પણ છે અને સર્વથી પાસેની વસ્તુ જે આપણે છિયે,
આપણામાં પણ તે છે. તેને મેળવવાને વાસ્તે સ્થાનવિશેષમાં
શોધવા જવું પડતું નથી, અને સ્થાનવિશેષથી દૂર ગયાથી પણ તે
દૂર જતો નથી.

તે નિયંતા છે. બનાવનાર વિના નિયમ થતાં નથી, નિયમ કદિ કોઈ કાર્યનો પોતે કર્ત્તા થઈ શકતો નથી. નિયમ બોલ્યાથી તેની સાથે સાથે તેના નિયંતાને પણ બોલવામાં આવ્યો છે. ઈશ્વર અહીંયાં કેવલ વૈરાગીના પ્રમાણે રહ્યો છે એવું નથી; તે સર્વના નિ-યંતા રૂપથી સર્વના યંત્રી રૂપથી રહ્યો છે. તેના નિયમના અધી-નમાં રહીને સર્વ તેની આજ્ઞા પાલન કરે છે.

તે સર્વાશ્રય છે, તેનું અવલંબન કરીને સર્વ પોતપોતાના કા-ર્યમાં નિયુક્ત થઈ રહ્યા છે. તે એકલો સર્વનો આધારભૂત છે. બીજા સર્વ તેના આશ્રિત છે. પ્રથમ જ્યારે એની કંઈ સૃષ્ટિ થઈ નોહોતી, ત્યારે પણ તેની સૃજનશકિત તેમાં અવ્યકત રૂપથી છુપી હતી. હમણા તે શક્તિકાર્યમાં ખીલીને જે કંઈ ઉત્પન્ન થયું છે તે સર્વ તે શક્તિનું અવલંબન કરીને નિત્ય ચાલે છે. ઝાડ જેમ મૂલથી જુદુ રહી શકતું નથી તેમ જગત્ સંસાર પણ કદિ જગત્કર્ત્તાથી જુદુ રહી શકતું નથી. તે લોક ભંગ નિવારણને વાસ્તે પુલના પ્રમાણે રહ્યો છે. તેની ઇચ્છાથી અસ-દ્ભાવનો નાશ થાય છે. તેજ સર્વ આધારનો મૂલાધાર છે, તે સર્વ શક્તિની મૂળશકિત છે.

તે નિરવયવ છે. તે જ્ઞાનસ્વરૂપ છે તેથી તેનામાં કોઈ અવયવ નથી. જડ વસ્તુમાં અવયત્ર છે. જેના કડકા કડકા કરી શકાય છે જેની આકૃતિ છે જેની પોહોલાઈ લંબાઈ છે, તેનું અવયવ રેહેવું સંભવ છે. સૂર્ય કિરણના પ્રકાશક અતિ સૂક્ષ્મ રેતીના જેવા કિરણ પણ અવયવવાળું છે. પરંતુ જ્ઞાનપદાર્થ નિરવયવ છે. જડ વસ્તુ આકાશમાં અવલંબન કરીને છે, પરંતુ જ્ઞાનપદાર્થ તેના જેવું નથી. આપણો આત્મા પણ નિરવયવ છે અને પરમાત્મા પણ નિરવયવ છે.

તે નિર્વિકાર છે તેને પૂર્ણ મંગલસ્વરૂપ કેહેતાંજ તેને નિર્વિ-કાર કેહેવામાં આવ્યો છે. મનુષ્યમાંના શરીરનો વિકાર જે રોગ છે, તે તેમાં નથી; મનુષ્યના મનનો વિકાર જે પાપ છે, તેપણ

તેમાં નથી. પાપજ અમંગલ છે; એટલા માટે મંગલસ્વરૂપમાં પાપ સ્પર્શી કરી શકતો નથી તે અકાય અવ્રણ છે; તે પરિશુદ્ધ અપાપવિદ્ધ છે.

તે એક માત્ર અદ્વિતીય છે સર્વ વિશ્વવ્યાપાર એક મહત્ કૌશલ યંત્રના અંતર્ગત છે. બ્રહ્માંડાન્તરના સઘળા પદાર્થોમાં એક ન ભાંગવાવાળો સંબંધ બાંધેલો રહ્યો છે. જેણે પ્રકાશ બનાવ્યો છે તેણેજ આંખ બનાવી છે. જેણે ભુખ તરસ આપી છે તેણેજ અન્નપાન ફેલાવ્યું છે. સઘળી સૃષ્ટિ એક કૌશલથી ભરપુર યંત્ર છે અને તેજ માત્ર તેનો એક યંત્રી છે બીજા કોઈનો પણ હાથ તેમાં નથી.

તે સ્વતંત્ર છે તેનો કોઈ બનાવવવાવાળો નથી, તે કોઈના પણ અધીન નથી, તે કોઈની પણ મદદ લઈને સૃષ્ટિ બનાવતો નથી; આપણે સર્વ તેની સહાયતાના અધીનમાં છિયે. તે કોઈની પણ સલાહ લઈને જગતનું કામ ચલાવતો નથી. તે એકલો છે, તેની જેવી ઈચ્છા હોય છે તેજ કાર્ય થાય છે. આપણે સર્વ તેના અધીનમાં રહીને તેનો અભિપ્રાય સંપન્ન કરીયે છિયે, પરંતુ તે એક માત્ર સ્વતંત્ર છે.

તે પરિપૂર્ણ છે, તેમાં કોઈ વાતની કમતાઈ નથી. તેના કોઈ તત્ત્વનો અંત થઈ શકતો નથી, તેનો છેડો થતો નથી, પરિમાણ થતું નથી. તે અનન્ત, અપરિસીમ, અપરિમેય પૂર્ણ પદાર્થ છે. કોઈની સાથે તેની ઉપમા થતી નથી.

આ અનન્તજ્ઞાન પૂર્ણમંગલ પુરૂષના ઉપર સ્થિર દૃષ્ટિ રાખીને આપણે આપણી જીવન યાત્રા નિર્વાહ કરીયે, જે સર્વજ્ઞ છે, તે આપણો અંતર્યામી છે. તેની આગળ અંધકાર તથા પ્રકાશ બંને સમાન છે. એકાંતમાં પાપનું કામ કર્યાથી તેની આગળ અપ્રકાશક રેહેતું નથી આપણે તેને અન્તરમાં રેહેનારો સર્વસાક્ષી સમજીને તેના પ્રિય કાર્ય કરવામાં તત્પર થઈએ. તે મંગલસ્વરૂપ છે. તેનો સારો અભિપ્રાય જેનાથી સંપન્ન થાય તેને વાસ્તે આપણે

માણપણે યત્નવાન થવું ઉચિત છે. આપણી ઈચ્છા કદિ તેની મંગલમયી ઈચ્છાના વિરોધિની ન થાય. તેને આપણે આ શુભ ઉદ્દેશથી અહીંયાં મોકલ્યા છે કે આપણે જ્ઞાન, ધર્મ, લાભ કરીને તેના સહવાસના ઉપયુક્ત થઈયે. આપણી ઈચ્છા અને મેહેનત જો તે મહાન્ ઉદ્દેશના ઉપયોગીની થાય, તોજ આપણું મંગલ થવાનું. આપણે ઈશ્વરનો હુકમ પાળવો અને તેનાઉપર પ્રેમ તથા અનુરાગ બાંધ્યાથી, બે મહત્કાર્ય એક કાલે સિદ્ધ થાય છે—તેનાથી ઈશ્વરનો મંગલ અભિપ્રાય સંપન્ન થાય છે અને આપણું પણ ઘણું કલ્યાણ સંસાધન થાય છે.

---

## सत्यं शिवं सुन्दरं.

અનન્ત, પરિપૂર્ણ, અદ્વિતીય, કોઈની પણ સાથે તેની ઉપમા થતી નથી.

**अनन्तज्ञान** કેહેતા અપરિમિત જ્ઞાન, પૂર્ણ જ્ઞાન, સર્વજ્ઞ, નિરવયવ એક માત્ર કેહેવામાં આવે છે.

**अनन्तमंगल** કેહેતા અપરિમિત, મંગલભાવ, પૂર્ણમંગલ, નિષ્પાપ, નિર્વિકાર, પવિત્રસ્વરૂપ, નિર્દોષ, સુન્દર, આનન્દસ્વરૂપ, પ્રેમસ્વરૂપ કેહેવામાં આવે છે.

**अनन्तशक्ति** કેહેતા સર્વ શક્તિમાન, અપરિમિત શક્તિ, સૃષ્ટિ-સ્થિતિ, પ્રલયકર્ત્તા, સ્વતંત્ર, સર્વાશ્રય, સર્વનિયંતા કેહે-વામાં આવે છે.

**अनन्तकालमां** કેહેતા નિત્ય, અનાદ્યનન્ત, ધ્રુવ, અપરિવર્ત્તનીય સ્વભાવ કેહેવામાં આવે છે.

**अनन्तदेशमां** કેહેતા સર્વવ્યાપી, અપરિસીમ કેહેવામાં આવે છે.

---

# દ્વિતીય ઉપદેશ.

## (ઈશ્વર સૃષ્ટિ સ્થિતિ પ્રલયકર્ત્તા.)

પરમેશ્વરજ સૃષ્ટિ સ્થિતિ પ્રલયનો એક માત્ર કારણ છે, તે પૂર્ણ પુરૂષની ઈચ્છાથીજ સર્વ જગત્ અસદવસ્થાથી ઉત્પન્ન થઈને સદ્ભાવને પ્રાપ્ત થયું છે, તેની મહત્ ઈચ્છાના અધીનમાં એઓ અદ્યાપિપર્યન્ત રહ્યા છે અને તે ઈચ્છાનો વિરામ થયાથી સઘળા પદાર્થો પોતપોતાની શક્તિની સાથે તેની શક્તિમાં લયને પ્રાપ્ત થઈને અંતે તેમાં વિશ્રામ કરશે. પરમેશ્વર સર્વ શક્તિમાન્ છે અને જે સર્વ શક્તિમાન્ છે તેજ સૃષ્ટિ સ્થિતિ પ્રલયનો કર્ત્તા છે. બનાવવાની શક્તિ, પાળવાની શક્તિ અને પાછી લેવાની શક્તિ એ ત્રણ અલૌકિક શક્તિ કેવળ તેનીજ છે. જે સૃષ્ટિ કરી શકે છે તેજ સંહાર કરી શકે છે; જે નિર્માણ કરી શકેછે તેજ ભાંગી શકેછે. એક રેતીનો કણ આપણે બનાવી શકતા નથી; એક રેતીનો કણ આપણે ધ્વંસ કરી શકતા નથી. આપણે જેમ કેટલીક વસ્તુ એકત્ર કરીને અને તે સર્વને ઉપયુક્ત પ્રમાણે ગોઠવીને કોઈ જાતનું યંત્ર બનાવી શકીયે છિયે, પરંતુ જગદીશ્વર તે પ્રમાણે વિશ્વ બનાવતો નથી. તેની ઈચ્છાથીજ આ સર્વ ઉત્પન્ન થયું છે. તે પોતાની મહીયસી શક્તિથી આ વિશ્વને અસત્ અવસ્થાથી સદ્ભાવમાં આણ્યું છે. તેની શક્તિમાં કોઈ મદદ કરવાવાળો નથી.

અસત્થી સત્ પોતાની મેળે થઈ શકતું નથી. "कथमसतः सज्जायते" । અનંતશક્તિ સંપન્ન અનાદિ પુરૂષની ઈચ્છાજ આ જગત્નું અસ્તિત્વનું મૂલ કારણ છે. વળી જેની ઈચ્છાથી સૃષ્ટિ થઈ છે, તેની તે ઈચ્છાના વિરામ વિના સૃષ્ટિનું કણામાત્ર પણ ધ્વંશ થઈ શકતું નથી. ઈશ્વરની શક્તિ જાહેર થવાનું નામ સૃષ્ટિ છે, ઈશ્વરની શક્તિ ઈશ્વરમાં પાછી આવવી તેનું નામ પ્રલય છે. જે અનાદિ પુરૂષની શક્તિથી આ સર્વ વસ્તુ ઉત્પન્ન થઈને પ્રાત પોતાની શક્તિ લાભ કરી છે, તેની તે મહીયસી શક્તિ પાછી

ખેંચી લેવાની ઇચ્છા કરે તો પોતપોતાની શકિતની સાથે સર્વ સૃષ્ટ વસ્તુ તેની શકિતમાં લય થઈને પછી ઈશ્વરની જે શક્તિ સર્વ સૃષ્ટિ પ્રક્રિયામાં આવેલી છે, સૃષ્ટિની પૂર્વની વસ્તુમાં પણ તે શકિત ઈશ્વરમાં અવ્યકત રૂપથી હતી અને તે જો ઈચ્છા કરે તો તે શક્તિનો આવિર્ભાવ ન થતા તેની શકિત તેમાંજ આગળપ્રમાણે અવ્યક્ત રૂપથી કેહેશે.

સ્થિતિકાલે સર્વ લોક તેની' મહાન્ ઈચ્છાના અધીનમાં રહે છે. ચેતન અચેતન સઘળા પદાર્થજ તેના નિયમને વળગી રહ્યા છે, કોઈ તેનો નિયમ અતિક્રમ કરી શકતા નથી. પરમેશ્વર જ્ઞાનમાં અભ્રાંત છે, તે શકિતમાં અનંત છે. તેને પેહેલા જે સર્વ ભૌતિક, શારીરિક અને માનસિક નિયમ સ્થાપ્યા છે, તે અખંડનીય છે તેમાં ફેરફાર થનાર નથી. જીવ માત્ર તેના મંગલમય નિયમના અધીન છે. મનુષ્ય પણ તેના આશ્રયમાં રહીને જીવનયાત્રા નિર્વાહ કરે છે, તેને અચેતન જડ પદાર્થને જેવા નિયમમાં નિયમિત કરી રાખ્યા છે, પ્રાણવાળી વનસ્પતિ વર્ગને તેનાથી જુદા બીજા નિયમમાં બાંધી રાખ્યા છે. તેણે પ્રાણવાળા ઝાડ પાદડાંઓમાં જે નિયમ સ્થાપન કર્યા છે, સચેતન જીવ જંતુઓને તેનાથી જુદા બીજા ઘણાક પ્રકારના નિયમના અધીન કર્યા છે. વળી તે પશુ, પક્ષી, કીટ, પતંગમાં જે સર્વ નિયમ વ્યવસ્થિત કર્યા છે, મનુષ્યને વાસ્તે શુદ્ધ તેવા નિયમ સ્થાપન કરીને બેઠો નથી. જગદીશ્વરે મનુષ્યને પોતાની પ્રવૃત્તિની ઉપર કર્ત્તવ્ય આપ્યું છે, તેને એકાંત અધીન કરી રાખ્યો નથી. એવી જાતનો આધિપત્ય તથા પોતાની ઈચ્છા પ્રમાણે કામ કરવાનો ભાર પામ્યો છે તેથીજ મનુષ્ય નામનું એટલું ગૌરવ થર્યું છે. ચંદ્ર સૂર્ય મધ્યાકર્ષણશકિતને છોડીને એક પણ પગલું ચાલી શકતા નથી; પશુ, પક્ષી પોતપોતાની પ્રવૃત્તિના પ્રતિકુલમાં પોતાની ઈચ્છાથી ચાલી શકતા નથી; પરંતુ મનુષ્ય પોતાની પ્રકૃતિના ઉપર કર્ત્તવ્ય કરી શકે છે. મનુષ્ય પોતાના શુભાશુભ વિષયમાં પોતેજ જીમેદાર છે. મનુષ્યજ ધર્મ

રૂપી મંત્રી પામ્યો છે તે ન્યાય, અન્યાય, કર્ત્તવ્ય અકર્ત્તવ્ય વિવેચના કરીને કામ કરી શકે છે. મનુષ્યની એવી શક્તિ છે કે, તે પોતાની ખોટી પ્રવૃત્તિની કુટિલ અભિસંધિને દૂર કરી શકે તે શેકડો અને હજારો પ્રકારની વિપત્તિનું અતિક્રમ કરીને ઈશ્વરના માર્ગે જઈ શકેછે, મનુષ્યનો એવો કર્ત્તૃત્વભાર રહ્યો છે તે જાણીનેજ તે પાપનો દંડ ભોગવે છે અને પુણ્યના બદલો પામે છે; કદિ તો આત્મપ્રસાદ લાભ કરીને સ્ફૂર્ત્તિ તથા પ્રભાયુકત થાય છે અને કદિ તો આત્મ-ગ્લાનિથી વિપન્ન તથા વિશીર્ણ થાય છે. ઈશ્વરનો તે આ કેવો મહિમા? કેવી અદ્ભુત શકિત? પેહેલા કંઈ હતું નથી, તેને પો-તાની ઈચ્છાથી આશા, ભરોશો, બુદ્ધિ, જ્ઞાન, ધર્મ ઈત્યાદિ આશ્ચર્ય શક્તિ સંપન્ન મનુષ્ય સૃજન કર્યા છે. મનુષ્ય અસદ્ભાવથી તેની ઈચ્છાથી ઉત્પન્ન થઈને તે અનાદ્યનન્ત સત્સ્વરૂપને પામવાના અ-ધિકારી થયા છે. મનુષ્ય પશુઓનાપ્રમાણે ભુખ, તરસ, સ્નેહ, શોકવાળા થતાં પણ એક ધર્મના પ્રસાદે કરીને એવા મહત્વને પ્રાપ્ત થયા છે. જેના આશ્રયથી સર્વ લોક અને સઘળા જીવ રહે છે, તેનાજ આશ્રયમાં રહીને મનુષ્ય પણ જ્ઞાન ધર્મ મેળવે છે અને ધર્મનો છેલો બદલો જે તે તેનો લાભ કરીને કૃતાર્થ થાય છે.

જગદીશ્વરની ઈચ્છાથી જેમ આ સર્વ જગત્ સ્થિતિ કરે છે, તે પ્રમાણે તેની જો ઈચ્છા થાય તો તેમાંથી એક કણ પણ રહે નહિ. પરંતુ એ સમજીને આ સુકૌશલવાળું પરમાશ્ચર્ય વિશ્વયંત્ર પાછુ નાશ કરે એવું સંભવતું નથી. આ જગત્ સંસારના સર્વ વ્યાપાર ઉન્નતિની તરફ દોડે છે. પૃથ્વિ પેહેલા જેવી તેજસ્વિની હતી તેના કરતા હાલ અધિક સતેજવાળી જણાય છે. પૃથ્વિનું મોહડું દિવસે દિવસ વધારે પ્રફુલ્લ થતું જાય છે. ભૂતત્ત્વવેત્તાઓ પૃથ્વિની પેહેલી હાલત જે પ્રમાણે નિરૂપણ કરે છે તેનાથી હાલ પૃથ્વિ કેટલી ઉન્નતિની અવસ્થામાં આવી છે! વળી જો કેવળ એક મનુષ્ય જાતિની અવસ્થાનો વિચાર કરવામા આવે તો ઈશ્વરનો મંગલ અભિપ્રાય સ્પષ્ટ જોવામાં આવે છે કે મનુષ્યજાતિની અવ-

સ્થા વિશેષ રૂપથી ઉન્નતિશીલ છે. તેઓમાં જ્ઞાનની ઉન્નતિ થતી જાય છે, ધર્મની ઉન્નતિ થતી જાય છે, અને સામાજીક અવસ્થાની પણ દિવસે દિવસ થતી જાય છે. મનુષ્ય જાતિના મધ્યે જેમ પૃથ્વિની ઉન્નતિનો દિવો પ્રકાશ આપે છે; તે પ્રમાણે પ્રત્યેક મનુષ્ય અનંતકાળમાં કેટલા ઉન્નત થશે, તે કોણ કહી શકશે? ઈશ્વર આપણને તેને પ્રાપ્ત કરી લેવા વાસ્તે અને અનંત, અખંડ, નિર્મલ, આનંદ લાભ કરવાને મોટી આશા આપી છે; તે સત્યપુરૂષ આપણી આ પ્રત્યાશા આપીને કદિ તેનાથી નિરાશ કરશે નહિ. જેમ એક પણ નાનું તણખુ નિરર્થક કર્યું નથી, જેણે ભુખ આપીને અન્નની સૃષ્ટિ કરી છે એને તરસ આપીને પાણી ચારે તરફ ફેલાવ્યું છે, તેણે આવી મહત્ આશા કદિ પણ નિરર્થક આપી નથી. તે આ સ્પૃહાને હમણા તૃપ્ત કરે છે અને અનંત કાળ સુધી તૃપ્તિ કરતો રેહેશે. તે મંગલનો સંકલ્પ છે અને તેનું વિશ્વરાજ્ય કેવળ ઉન્નતિનો વ્યાપાર છે. પરંતુ તે જો આ વિશ્વસંસારને સંહાર કરવાની ઇચ્છા કરે તો તેની તે ઇચ્છાને કોણ ખંડન કરી શકે? તે સેતુ પ્રમાણે થઈને આ લોક સઘળાઓને ધારણ ન કરે તો તેઓને બીજો કોણ રક્ષા કરી શકે? "ससेतुर्विधृतिरेषांलोकानां असंभेदाय."

---

## तृतीय उपदेश.

### (પરમેશ્વર આનંદસ્વરૂપ છે.)

પરમેશ્વર આનંદસ્વરૂપ છે. જે સર્વ પવિત્ર ચિત્ત મહાત્માઓ પરબ્રહ્મને પ્રાપ્ત કરીને સુમહાન્ આનંદ લાભ કર્યા છે, તેઓ તેને આનંદ કહે છે. પરમેશ્વર નિર્વિશેષ છે; તેનું કંઈ વિશેષ નામ નથી. તે વિશ્વવ્યાપી પરમાત્માને આંખથી જોવામાં આવતો નથી; હાથથી પકડવામાં આવી શકતો નથી. જ્યારે તેનું નિષ્કલંક પવિત્ર સ્વરૂપ—જ્યારે તેનો સુમધુર મંગલભાવ આપણી શુદ્ધ બુદ્ધિમાં જોવામાં આવે છે; જ્યારે તેની સન્નિકર્ષ આત્માની આ-

ગળ પ્રકાશ રૂપથી પ્રકાશિત થાય છે; ત્યારે એક અનુપમ સ્વર્ગીય આનંદ આવીને હાજર થાય છે, તેમાં તેની નિગૂઢ સત્તા જોવામાં આવે છે. મનની સાથે વિષયનો જેમ એક જાતનો સંબંધ છે તેમ પરમાત્માની સાથે આત્માનો પણ ઘણો પાસેનો સંબંધ રહ્યો છે, પ્રિય રસનો સ્વાદ લીધાથી અથવા પ્રિય સ્વર સાંભળ્યાથી મનમાં જેમ એક જાતનું સુખ ઉત્પન્ન થાય છે; તે પ્રમાણે ઈશ્વરનો વિશુદ્ધ ભાવ જોયાથી આત્મામાં એક પવિત્ર આનંદનો રસ ઉપજે છે. વિષયના સંસ્પર્શથી મનમાં જે સુખ લાભ થાય છે, તેથી આત્માનું પરિતોષ થતું નથી. આત્માનો જે આનંદ છે, તે મંગલસ્વરૂપના આવિર્ભાવજ તેનું કારણ છે. તે આનંદસ્વરૂપની પ્રસન્ન મૂર્તિજ તે આનંદની મા છે. આ ભૂમાનંદની સાથે સાથે તે મહાન્ પુરૂષનો પાસેનો સંબંધ અનુભૂત થાય છે અને તેને પ્રત્યક્ષવત્ જોયો છે. પરંતુ આ ઉજ્વળ પવિત્ર બ્રહ્માનંદ એ કેવો આનંદ છે, તે પ્રત્યેક મનુષ્યની પરીક્ષાની વાત છે; પોતપોતાના આત્મામાં એની પરીક્ષા વિના કોઈને પણ સમજાવવાની સંભાવના નથી. બ્રહ્માનંદનો કેવો મહાન આનંદ છે તે વાકયથી કહી શકાતો નથી અને ઉપદેશથી તે સમજાવી શકાતો નથી. પરંતુ એ તો નિશ્ચય છે કે જેઓએ મનુષ્ય જન્મ ધારણ કર્યા છે તેઓ સર્વ સમાનરૂપથી તે આનંદ રસપાનના અધિકારી છે. ઈશ્વર સર્વનો સાધારણ સમૃદ્ધિ અને તે પ્રત્યેકનું પોતાનું ધન છે. સઘળી હાલતમાં લોકો જગત્ પિતાની આગળ જઈ શકે છે. અને સઘળી હાલતના લોકો તેનો પવિત્ર સહવાસ લાભના અધિકારી છે. આત્મા—સ્પૃહા રૂપી સ્વર્ગીય અગ્નિ છુપી રીતે તથા પ્રકાશિતરૂપે સર્વમાં છે. પરંતુ એવી આશ્ચર્યકારક અગ્નિ ઉત્પન્ન થતી નથી એવું જાણીને હાલ એ હોલવાએલી ઘણુંકરીને જણાય છે. ઈશ્વરનું એક અમૂલ્ય જેની તુલના ન થાય એવું દાન આપણે તુચ્છ કરીયે છિયે. ડાબા હાથના પ્રમાણે આ-

પણ આત્મા પણ વગર કામનો થઈ જાય છે. આ દેશમાં હાલ જેવી હાલત જોવામાં આવે છે તેમાં ઈશ્વરનો ભાવ થોડોઘણો ખીલેલો જણાય છે, એ આશ્ચર્ય છે. બાલ્યકાલે કેવળ અપરા વિદ્યા શિખવામાં મન એવું તો મગ્ન રેહે છે, યૌવનકાલે વિષય ચેષ્ટામાં એવું તો વિવ્રત રહે છે, વૃદ્ધકાલે અનર્થ ચિંતામાં કાલ એવો તો જાય છે કે ઈશ્વરતત્ત્વવિચાર કરવાનો અવકાશ પણ મળતો નથી. ઈચ્છા પણ થતી નથી. એથી પણ તે કદિ કદિ આપણા આત્મામાં તેના મહાનભાવને ઉદ્દીપન્ન કરે છે, એ કેવળ તેના અસામાન્ય કરૂણાનો દેખાવ છે. આપણે વિષય ચિંતાથી નિશ્ચિંત થઇને ઈશ્વરમાં ચિત્ત અર્પણ કરવાનો વખત મળતો નથી, આપણે વિક્ષિપ્ત ચિત્ત થઇને ઈશ્વરથી હમેશ દૂર જઈએ છિયે. તથાપિ તે એક એક વખતે આપણી આગળ આવીને પ્રકાશિત થાય છે અને વિમલ આનંદ આપે છે, એના યોગે તેની સ્નેહદૃષ્ટિ તથા પ્રીતિ-દૃષ્ટિ પ્રકાશિત થાય છે. તે પવિત્ર આનંદ વીજળીના પ્રમાણે ચંચલ હોય છે, તે પલવારમાં જતો રહે છે, પરંતુ તેમાં તે શું થાય? તે પલવારમાં જનારા આનંદની સાથે કોઈ જાતના વિષયના આનંદની તુલના થઈ શકતી નથી.

બ્રહ્માનંદ ઉપભોગ કરવાની જેની અભિલાષા હોય તેને કેવા પ્રકારનું આચરણ કરવું જરૂરનું છે? પોતાને પવિત્ર કરવું પવિત્ર સ્વરૂ-પના સહવાસનો આનંદ લાભ કરવાનો પેહેલો રસ્તો છે. પાપથી દૂર રહીને અપાપવિદ્ધ પરમપુરૂષની પ્રસન્નતા લાભનો એક માત્ર ઉપાય છે. જેમ શરીરનો વિકાર રોગ છે, તે પ્રમાણે મનનો વિકાર પાપ છે. આત્મપ્રસાદથીજ મનની સારી હાલત થાય છે, આત્મ-ગ્લાનિથીજ મનની ખરાબ અવસ્થા થાય છે. શરીર તનદરોસ્ત ન રહ્યાથી જેમ મન સારૂં રેહેતું નથી, તે પ્રમાણે મન ખરી સ્થિ-તિમાં ન હોય તો આત્મા પણ સુસ્થતા લાભ કરી શકતો નથી. આપણો આત્મા જો ખરાબ રીતે તથા મલિન રહ્યો તો જે આપણી આશાનો છેડો છે, પ્રીતિનું પરમાસ્પદ છે, તૃપ્તિની એક ભૂમિ છે,

તેને લાભ કરીને આપણે તે શુદ્ધ આનંદનો સ્વાદ કેવી રીતે ભોગવશું? તેનાથી તે આનંદ ભોગવવાની પ્રાર્થના પણ ઉત્પન્ન થતી નથી. પાપી અને પુણ્યાત્મામાં પરસ્પર એટલો તો ભિન્ન ભાવ છે કે જેમ રોગી અને તનદરોસ્ત પુરૂષમાં ફરક છે. વિકારી રોગી જેમ ક્રમિક પાણી પીતા પણ તેની શાંતિ થતી નથી તે પ્રમાણે પાપી મનુષ્ય સંભોગથી હમેશ વિલાસ કરતા છતાં પણ પરિતૃપ્ત થતો નથી. પાપમાં જેટલા લપટાઇએ તેટલા પાપ આપણને ખેંચે છે. પાપની સાથે વિશેષરૂપે પ્રીતિ બાંધ્યાથી પછી તેનું મલિનત્વ જોવામાં આવતું નથી. પાપરૂપી ખાડામાં નિમગ્ન રહ્યાથી અહીંયાંનું નરક ભોગ છે. પાપીઓની આગલ ઈશ્વર ભયંકર મૂર્ત્તિ ધારણ કરે છે. પાપીઓને તે 'महद्भयं वज्रमुद्यतं' ઇશ્વરનો અપરાધી અસત્ સંતાન તેની મોકલેલી શિક્ષા ભોગવીને તેનું પિતૃસ્નેહ ઉપલબ્ધિ કરી શકતો નથી. પરંતુ તેની શિક્ષા સ્નેહવાલી છે. તે આપણે પોતાની તરફ ખેંચવા વાસ્તે દંડ આપે છે. પાપની જેવી જોઇએ એવી શિક્ષા પામીને આપણે પાપથી દૂર થઇએ છિયે. ક્ષીણ પાપ થઇને તેના પવિત્ર સહવાસની પ્રાર્થના કરીએ અને તેને લાભ કરીને નિર્મળ આનંદ ભોગવીએ, એજ તેનો અભિપ્રાય છે.

ઈશ્વરને એક વેળા લાભ કરી શકયા છે તેનો રક્ષા કરવાને વાસ્તે મનને સર્વદા જાગ્રત રાખવું. પરંતુ તે અમૂલ્ય ધન રક્ષણ કરવાનો ઉપાય શું છે? મનને ઉત્તમ પ્રકારે અને આત્માને ઉત્તમ પ્રકારે રાખવું એજ તેનો ઉપાય છે, સુનિશ્ચલ ધર્માનુષ્ટાનમાં પોતાને પવિત્ર રાખવું એજ તેનો ઉપાય છે. મધુસ્વરૂપ ધર્મ કેવલ પૃથ્વીમાં કલ્યાણ ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિ પરંતુ ઇશ્વરની આગળ જવા વાસ્તે પણ ધર્મ આપણો મદદ કરવાવાલો છે. ધર્મજ બ્રહ્મધામની પાયરી છે. ધર્મની રક્ષા કર્યાથી ધર્મ આપણે આ કાલમાં રક્ષા કરે છે અને આપણને યથાર્થ ધામમાં લઇ જાય છે. આપણે પાપથી જેટલા દૂર થઇએ, પુણ્યનું જેટલું અનુષ્ઠાન કરીએ, તેટલી ઈશ્વરને મલવાની ઇચ્છા વધે છે. ઈશ્વર જ્યારે તે મહાન ઇચ્છાને

તૃપ્ત કરે છે, જ્યારે તે તેની સંતાપ હારિણી મૂર્ત્તિ પ્રકાશ કરે છે, ત્યારેજ આપણે ભૂમાનંદ લાભ કરીને જીવનનું સાર્થક કરીએ, ત્યારેજ આપણે જીવનનું પૂર્ણ સુખ ભોગવીએ છિયે. તે આનંદ કેવલ પલવારને વાસ્તે નથી તે આનંદનો એકજ પ્રકારનો ભાવ છે તે પણ નથી. તે આનંદનો ક્રમેકરીને ઉત્કર્ષ થાય છે. સ્વર્ગથી સ્વર્ગ લાભ થાય છે; સુખથી કલ્યાણકર સુખનો સ્વાદ ગ્રહણ કરવામાં આવે છે. મનુષ્યની વૃત્તિ સર્વ વિષયમાં હોય તો ઉન્નતિ નહિ તો દુર્ગતિ થાય છે. મનુષ્યનું જ્ઞાન ક્રમેકરીને ઉન્નત થાય છે. મનુષ્યનો ધર્મ ક્રમેકરીને બલવાન થાય છે. મનુષ્યનો મંગલભાવ ક્રમેકરીને પ્રશસ્ત થાય છે. આત્માની પણ ઉન્નતિ થાય છે. ઈશ્વરની સાથે આત્માનો ક્રમિક પાસેનો સંબંધ થાય છે. ઈશ્વરની પાસે જવું એવી આત્માની મોટી આશા હોય છે. તે સત્ય પુરૂષ તે મહાનઆશાને અહીંયાંજ પૂર્ણ કરે છે. આત્માની ઉત્તમ અવસ્થામાં તેની સ્ફુર્તિ તથા પ્રભા દિવસે દિવસ વધે છે. હરરોજના સૂર્યના ઉદય અને અસ્તની સાથે સાથે પૃથ્વિ પણ જેમ નવો નવો વેશ ધારણ કરે છે તે પ્રમાણે આત્મા પણ નવા નવા ભાવથી બિરાજ કરતો રહે છે. મન અને આત્મા જેટલું પવિત્ર થાય છે તેટલો બ્રહ્માનંદ વધે છે. અહીંયાં રહીને ઈશ્વરની સાથે જે સંબંધ બાંધવામાં આવે છે તે અનંતકાલ સુધી ટુટનાર નથી, જેને એક વખત પોતે સ્પષ્ટરૂપથી પ્રકાશ આપ્યો છે તે આપણા જ્ઞાનનેત્રથી કદિ અંતરિત થશે નહિ. એ આપણી ઈચ્છા છે એજ આપણી આશાછે. ચંદ્ર જો મલિન થાય, સૂર્ય જો નિસ્તેજ થાય, તારા સર્વ જો પ્રકાશ આપે નહિ, તથાપિ આપણા આત્માને કદિ વિનાશ કરશે નહિ. ઈશ્વર આપણને તેને મળવાની મોટી આશા આપી છે તે કદાપિ નિરાશ કરશે નહિ.

પાપની સાથે લપટાયાથી એક તો અહીંયાંનું દુઃખ તેમાં વલી ઈશ્વરથી દૂર રેહેવું. આપણે સર્વ પાપથી સર્વદા નિવૃત્ત રહીએ; પાપને ઝેરના પ્રમાણે ત્યાગ કરીએ; પાપ ચિન્તા, પાપાલાપ, પા-

પાનુષ્ઠાન આ ત્રણ પ્રકારના પાપથી પ્રાણપણે દૂર રહીએ. જો કદિ પાપની લાલચમાં ખેંચાઇએ અથવા મુગ્ધ થઇએ તો ઈશ્વરની આગળ અકૃત્રિમ પશ્ચાત્તાપ કરીને તેનાથી દૂર રહેવાનો યત્ન કરીયે. અનુતાપ—અકૃત્રિમ અનુતાપજ પાપનું પ્રાયશ્ચિત્ત છે. ઈશ્વર કેવલ ન્યાયવાન્ રાજા છે એટલુંજ નહિ પરંતુ તે આપણો કરૂણામય પિતા છે. આપણું મંગલ કરવું એજ તેનો ઉદ્દેશ છે. આપણે અતિ ક્ષીણ સ્વભાવના છિયે; આપણો પગ એકવાર પણ ધર્મના રસ્તાથી ખશશે નહિ એવું કદિ સંભવતું નથી, આપણે તો એક વાર પડીએ અને તે પતિતપાવના પ્રસાદથી એક કાલે વંચિત થઇએ તો આપણને શો ઉપાય કરવો તો આપણો નિરસ્તાર ક્યાં? જેમ બાપની આગળ રડવાથી તે પ્રસન્ન થઇને છોકરાંના અપરાધ માફ કરે છે જ્યારે સાધુ મનુષ્યોની આગળ માફ માગવામાં આવે છે ત્યારે તે ઉદાર દીલથી ક્ષમા કરે છે ત્યારે જે આપણો પરમ પિતા છે, જે પૂર્ણ મંગલ કરનાર અને કરૂણામય દાતા છે, તે શું અનુતાપિત હૃદયને કદિ શીતળ કરશે નહિ? તે શું તેના પતિત સંતાનના અકૃત્રિમ ભાવ જોયાથી ક્ષમા આપવામાં દૂર થશે? કદિ નહિ. પરમેશ્વરે જેમ રોગ શાંતિને વાસ્તે ઓષધો ઉત્પન્ન કર્યા છે, તે પ્રમાણે પાપના પ્રતીકારને વાસ્તે વિવિધ પ્રકારના ઉપાય કરી રાખ્યા છે. રોગી મનુષ્ય રોગથી સારો થયાથી જેમ પોતે પોતાને જાણી શકે છે, તે પ્રમાણે પાપીનો ભાવ પણ તે પોતે જાણી શકે છે. જ્યારે મન પાપમાં આસક્ત તથા પતિત થાય છે ત્યારે તે પોતે પોતાને સમજે છે અને જ્યારે તે પાપથી મુક્ત પામે છે, ત્યારે તે સહજ સમજી શકે છે, અને તે સમજવાને વાસ્તે બીજાની સાથે વિચાર કરવાની જરૂર પડતી નથી. આત્મ ગ્લાનિજ મનના રોગનું લક્ષણ છે. આત્મ પ્રસાદજ તેનું સુસ્થકારનું લક્ષણ છે.

મનુષ્ય અપૂર્ણ વસ્તુ છે.—અતિ ક્ષુદ્ર જીવ છે, મનુષ્ય એકદમ નિષ્પાપી થશે એવું કદિ સંભવતું નથી. ઈશ્વર એક માત્ર અપા-

પવિદ્ધ છે, પરંતુ ઇશ્વરે મનુષ્યને જે, પ્રમાણેનું બળ આપ્યું છે. જે પ્રકારનો કર્ત્તૃત્વનો ભાર આપ્યો છે તેનાથી તેનો કંઇ અનિવૃત્તિ નથી. જેનાથી ધર્મના રસ્તા ઉપર ઉન્નત મસ્તક કરી શકે, તેને તેવા પ્રકારની અતુલ શકિત આપી છે. જેનાથી તે પોતાની પ્રવૃત્તિ તથા અવસ્થાની સાથે લઢાઈ કરીને પુણ્ય પદવીમાં જઇ શકે તેને તેવી અતુલ શકિત આપી છે. જેનાથી પશુભાવ મનુષ્યના ઉપર અધિપત્ય ન કરી શકે, જેનાથી તેનો મહદ્ભાવ સર્વ પ્રકારથી ઉન્નત તથા ખીલી શકે તેવા તેને નાનાપ્રકારના ઉપાય કરી મુકયા છે. વળી તેને મધુસ્વરૂપ ધર્મ આપીને બેસી રહ્યો નથી; તે પોતે આપણી આગળ પોતાનું સ્વરૂપ પ્રકાશ આપીને આપણા આત્માને હજારો ગુણે બલવાન કરે છે. પાપથી મુક્ત થયાથી ઇશ્વરનો પવિત્ર સહવાસ મેળવવામાં આવે છે, વળી ઇશ્વરનો સહવાસ લાભ કર્યાથી આત્મા પવિત્ર થાય છે અને પાપની આસકિત પણ તેમ ક્ષીણ થાય છે. પાપથી મુક્ત થવું પેહેલું આપણા યત્નાધીન છે પછી આપણે ઇશ્વરનો પ્રસાદ તથા આશ્રય પામ્યાથી પાપ દૂર થાય છે. પરંતુ એક તો આપણે દુર્બલ છિયે, તેમાં વળી કેટલા અંતરના શત્રુઓ છે અને બાહરના કેટલા શત્રુ આપણને ઘેરે છે, કાયામનોવાક્યની મેહેનતવિના મનની પવિત્રતા તથા આત્માની પવિત્રતા સંપાદન કરવામાં કદિ સમર્થ થતાં નથી. જેનો ધર્મ બલવાન છે; ઇશ્વર સ્પૃહા પ્રબલ છે, અને આત્મા ઠીક છે, તેઓ પણ જ્યારે મધ્યે મધ્યે ઇશ્વરના રસ્તામાંથી બીજે રસ્તે જાય છે. ત્યારે તેઓની કેવી દુર્દશા થાય છે; જેઓ પોતાની કુપ્રવૃત્તિને પોતાને હાથે અર્પણ કરીને સંસારરૂપી જંગલમાં ફરે છે. તેનું ચિત્ત ભુજંગ નિત્ય કુટિલગામી થઇને પોતાનું અને જનસમાજને કેટલું અનર્થ ઉપજાવે છે.

ધર્મ રત્ન લાભ કરવાને વાસ્તે અંતરની ઇચ્છા જોઇએ. અંતરની ઇચ્છા હોય તો દુર્બલતાનો ઘણો નાશ કરે છે. આપણી અસત્ ઇચ્છા એક જાતની છે અને દુર્બલતા એક બીજી એ બે

જુદા વિષયછે, જેની સાધુ ઇચ્છા હોયછે, તે સાધુ વ્યવહાર કરેછે, તેઓની દુર્બલતાનું પડવું એક જાતનું હોય છે; અને જેઓની લોક રક્ષા સર્વસ્વ અને કપટ વ્યવહારથી પૃથ્વિમાં ચાલવાનો ઉપાય છે, તેઓનું પાપ પ્રકાશજનિત પડવું બીજા પ્રકારનું છે. સાધુ મનુષ્ય એક વખતે પતિત થયાથી ઇશ્વરના પ્રસાદથી ઉદ્ધાર થઇને આત્મ પ્રસાદ લાભ કરે છે. તેના પાપજનિત અનુશોચના અને અનુશોચનાથી ઇશ્વરનો પ્રકાશ, એ બંને પ્રકારથી તે પાપથી મુક્ત થાય છે. પાપથી મુક્ત થયાથી ઇશ્વરની સાથે સહવાસ લાભ કરવાની પ્રાર્થના ઉત્પન્ન થાય છે, તે પ્રાર્થનાની સાથે સાથે ઇશ્વરને મળવાની ઇચ્છા અધિક થાય છે અને ત્યારપછી ઇશ્વર પોતાનું સંતાપ દૂર કરવાવાલી મૂર્તિ પ્રકાશ કરીને સર્વ પાપ હરણ કરે છે. ઇશ્વરને મલવાની ઇચ્છાની પેહેલા આ પ્રમાણે કરવું, પાપની સાથે સંસ્પર્શ ન થાય. ઇશ્વરને મલવાની ઇચ્છા ઉદ્દીપન્ન થયાથી આ પ્રમાણે ચાલવું; પાપની સાથે સંસ્પર્શ ન થાય અને ઇશ્વરના પ્રકાશની વેળાએ પણ એ ઉપદેશ છે; પાપની સાથે સંસ્પર્શ ન થાય. એવી રીતે પાપથી દૂર રેહેવાની જેની અંતરની ઇચ્છા હોય છે તેને ઇશ્વર મદદ આપે છે. ઇશ્વરજ દુર્બલને બળ આપનારો છે. ઇશ્વરજ પાપીઓનો પરિત્રાતા છે.

---

## चतुर्थ उपदेश.

### (ઇશ્વર સત્યસ્વરૂપ.)

સત્ય કોને કહે છે? સત્યના જેવી વસ્તુ કયાં છે? કોઇ વિષય એવો છે કે જેને સત્ય કહી શકાય? સત્ય કેવી વસ્તુ છે અને સત્યનું સ્વરૂપ તથા લક્ષણ શું છે? એ શોધવામાં મન લગાડયાથી સાબેત થશે કે ઇશ્વર જે છે તેજ સત્ય છે, અને સત્યજ ઇશ્વર છે. ઇશ્વરથી સત્ય જુદુ નથી, અને સત્યથી ઇશ્વર જુદો નથી. ઇશ્વરમાંજ સત્ય શબ્દ સંપૂર્ણ સમાયલો છે, તેના વિના બીજા કોઇ

પદાર્થમાં સત્ય શબ્દ સમાયલો નથી. જડ પદાર્થને શું સત્ય કહી શકશું? જ્યારે આપણે જોઇએ છિયે કે જડ પદાર્થમાં ચેતનના ગુણ નથી; જડ પદાર્થ મરેલા પદાર્થના પ્રમાણે રહેલા છે; જડ વસ્તુ પોતે પોતાને જાણતી નથી; ત્યારે તેને સત્યના જેવી વસ્તુ કહી શકાતી નથી. સત્યનો જે ભાવ છે, તેની સાથે ચેતન વિનાની મરેલી વસ્તુનો મેલ થતો નથી. આપણે જીવતા માણસને જે પ્રમાણે સત્ય જાણિયે છિયે, તેના મરેલા શરીરને પણ શું તે પ્રમાણે સમજીએ છિયે? સામે જે અચલ અટલ સ્તબ્ધ મૃત્યુરૂપ ભીત જોવામાં આવે છે, તે શું સત્ય પદાર્થ છે? જડ પદાર્થ જો સત્ય ન હોય તો શું આપણો જીવાત્મા સત્ય પદાર્થ નથી? જડ પદાર્થથી જીવાત્મા સત્ય છે કેમકે જીવાત્માને જ્ઞાન છે, ચેતન છે. પરંતુ જીવાત્માને જ્ઞાન પણ છે, અજ્ઞાનપણ છે, જીવાત્મા કેટલાક વિષય જોય છે, કેટલા વિષય જોતો નથી, જીવાત્મા કોઈ વખત જાગે છે અને કોઈ વખતે ઊંઘે છે. જીવાત્મા એક વેળા હતો નહિ અને જે પૂર્ણ પુરુષના આશ્રયમાં રહીને જીવતો રહ્યો છે. જીવાત્માના સઘળા વિષયની હદ છે, માપ છે, એવો હદવાલો પરિમિત પદાર્થ આપણો જીવાત્મા છે, તેને જો સત્ય કેહેવામાં આવે તો પૂર્ણ જ્ઞાનવાળા ઈશ્વરને કેહેવા પ્રકારનો સત્ય જાણવો જોઈએ? જે સર્વજ્ઞ છે, જે અંતર્યામી છે, જે ભૂતભવિષ્યત્ વર્તમાન એ ત્રણ કાલનાં ઉપર સમાન રૂપથી જોય છે; તે સત્ય પુરુષની તુલના કર્યાથી આપણે આપણા જીવાત્માને સત્ય સમજી શકતા નથી. ઈશ્વર જે છે તે સત્ય છે, સત્ય જે છે તેજ ઈશ્વર છે.

પરંતુ સત્ય વસ્તુ, જ્ઞાનવસ્તુ જે છે તે પ્રાણવાળો છે કે પ્રાણવિનાનો છે, જીવતો છે કે મરેલો છે? પૂર્ણ જ્ઞાન સ્વરૂપનું જ્ઞાનજ પ્રાણ છે. તે સત્ય સ્વરૂપ તે પૂર્ણ જ્ઞાનવાળો છે, અથચ તે પ્રાણવિનાનો મરેલો પદાર્થ છે; એ બંને પરસ્પરના વિરૂદ્ધ વાક્ય છે. જે સત્ય સ્વરૂપ છે, જ્ઞાન સ્વરૂપ છે, તેનો પ્રાણ જગત્નો પ્રાણ છે, તે જીવતો પદાર્થ છે મરેલો પદાર્થ નથી. તેનું જીવન એક વખત

આરંભ પણ થયું નથી, તેના જીવનનો કદિ છેડો આવશે નહિ. તે અમર છે. તેના પ્રાણનો ન્હાસ નથી, વૃદ્ધિ નથી; ખર્ચ નથી, કમતી નથી તે અમર છે, તે જ્ઞાન સ્વરૂપ છે, ચેતનાવાન છે, સ્વપ્રકાશવાળો છે, તે મૃત્યુના વિપરીત પદાર્થ છે, તે પ્રાણ છે.

સત્ય જે પદાર્થ છે તે કેટલાક કાલ સ્થાયી છે કે અનંતકાલ સ્થાયી છે. અંતવત્ પદાર્થ અને અનંત પદાર્થ એમાંથી કોને સત્ય કેહેવામાં આવે છે? આપણે ઐન્દ્રજાલના વ્યાપારમાં જે સઘળા અદ્ભુત વ્યાપારો પ્રત્યક્ષ જોઇએ છિયે, તેને જુઠા કેમ કેહેતાં નથી? તેનું એક મોટું કારણ એ છે કે, તે ઘણા થોડા કાલ રેહેનાર છે. અંતવત્ વસ્તુની સાથે સત્યભાવનો સંપૂર્ણ મેલ થતો નથી. આપણે ચારે તરફ જે સઘળા પદાર્થ બિરાજેલા જોઇએ છિયે, તે સર્વ સૃષ્ટિકાલથી વર્ત્તમાન રહ્યા છે, તથાપિ સૃષ્ટિના પેહેલા તેઓ કંઇજ હતા નહિ, અને ઈશ્વરની ઈચ્છા થાય તો પલ પણ રેહે નહિ; એ વાસ્તે એ સર્વ બરાબર સત્ય કેહેવામાં આવી શકતું નથી. જે અનંત છે, જે નિત્ય છે, જે દેશકાલના બાહેર પદાર્થ છે, જે પેહેલા પણ હતો, હાલ પણ છે, પછી પણ રેહેશે, તેજ સત્ય છે. સત્યનો ભાવ કેવલ તે અનંત સ્વરૂપમાંજ છે. જડવસ્તુ આદ્યન્તવત્ છે, આપણો જીવાત્મા પણ આદ્યન્તવત છે, એ માટે એઓ તેના જેવા સત્ય નથી.

જે કંઇ સત્ય કેહેવામાં આવે છે. તેની સાથે કોઇ પ્રકારનો યોગ થયાથી તે સત્ય થઇ શકતો નથી. હાલ છે પછી નથી એવું સત્યનું સ્વરૂપ નથી. થોડા દેશમાં છે થોડા દેશમાં નથી એવી વસ્તુ પણ સત્ય નથી. કેટલુંક જ્ઞાન છે કેટલુંક અજ્ઞાન છે, કેટલો સદ્ભાવ છે કેટલો અસદ્ભાવ છે, કેટલી શક્તિ છે કેટલી કમતાઇ છે, એવી જાતનું જ્ઞાન વસ્તુ પણ સત્ય નથી. અભાવવાળા પદાર્થનો પ્રયોગ કર્યાથી સત્શબ્દાનો અર્થ થતો નથી. પૂર્ણ વસ્તુજ સત્ય છે. આ માટે ઈશ્વરવિના સત્યની સાથે બીજી કોઇ વસ્તુનો મેલ થઇ શકતો નથી. કેટલુંક છે, કેટલુંક નથી. છે અને નથી એ બંને એકત્ર

થયાથી સર્વ વસ્તુ સીમા બદ્ધ થાય છે એ વસ્તુ એક સમય હતી, એક સમય હતી નહિ, એ કેહેવાથીજ તેના કાલની સીમા થઈ. આ માણસને કેટલુંક જ્ઞાન છે, કેટલુંક અજ્ઞાન છે. એ કેહેતાંજ તેના જ્ઞાનની સીમા થઈ, જે દેશમાં અનંત છે, જે કાલમાં અનંતછે મંગલ ભાવમાં અનંત છે જેનું અનંત જ્ઞાન છે, જેનું અનંતપ્રાણ છે તેજ એક માત્ર સત્ય પદાર્થ છે. તેજ સત્યનો વિષય છે, તેજ સત્યનો મૂલાધાર છે, તેજ સત્યનો પાયો છે. આ એક સત્ય શબ્દ તેના સર્વ તત્ત્વની સમષ્ટિનું સ્થાન છે, સત્યનો ભાવ ખીલ્યાથી તેનું સર્વ સ્વરૂપ પ્રકાશ આપે છે સત્યમાં જ્ઞાન—પ્રાણ અનંતભાવ અન્તર્ભૂત રહ્યા છે. તે સત્ય સ્વરૂપ છે તેમાં કેટલા સારા ભાવ છે કેટલાક ખરાબ ભાવ છે, કેટલાક મંગલ ભાવ છે, કેટલાક અમંગલ ભાવ છે, એવું નથી; તે પરિપૂર્ણ મંગલ સ્વરૂપ છે. જે નિર્દોષ, નિષ્પાપ, નિષ્કલંક પવિત્ર સ્વરૂપ છે તેના કરતાં સુંદર વસ્તુ બીજી કોઈ નથી. તેજ **सत्यं शिवं सुंदरं** છે.

સત્ય શબ્દ ઈશ્વરમાંજ સંપૂર્ણ લાગુ પડે છે. સત્યની સાથે બીજી વસ્તુનો કોઈ વિષયમાં મેળ જોઈને તેને સત્ય કહીએ છિયે. જડ વસ્તુના અસ્તિત્વ અને શકિતમાત્ર જોઈને તેને સત્ય કહીએ છિયે. જીવાત્માનું જ્ઞાન તથા ચેતન શકિત જોઈને જીવાત્માને સત્ય કહીએ છિયે. પરંતુ એ સર્વ વસ્તુનો આદિ છે, અંત છે. દેશ, કાલ, ગુણ સર્વ વિષયમાં જીવાત્માની સીમા કેહેવામાં આવેછે. પરંતુ જે અનાદ્યનંત પૂર્ણ જ્ઞાનવાળો, પૂર્ણ મંગલકર્ત્તા છે તેજ સત્ય છે. આ સર્વ જગત્ સંસારને આપેક્ષિક સત્ય કાહી શકાય છે, પરંતુ ઈશ્વરજ કૂટસ્થ સત્ય છે. આ સર્વ આપેક્ષિક સત્ય છે કેમ કે અલ્પકાલ સ્થાયીવસ્તુના કરતાં દીર્ઘકાલ સ્થાયીવસ્તુ સત્યછે; જડ વસ્તુના કરતાં જ્ઞાનવસ્તુ સત્ય છે; મૃતવસ્તુ કરતાં સચેતનવસ્તુ સત્ય છે. પરંતુ પરમાર્થિક સત્ય પદાર્થ કેવલ તેજ છે. આ કહીને એવું સમજવું નહિ કે જગત્સંસાર ભ્રાંતિથી ભરેલો મિથ્યા છે. આ સઘળી માયા પણ નથી, સ્વપ્ન પણ નથી. કારણ

એનું મૂલ જે છે તે સત્ય છે. આ જગત્‌સંસાર સત્ય મૂલક છે. આપણી બુદ્ધિમાં જગતનું અસ્તિત્વ, જીવાત્માનું અસ્તિત્વ અને પરમાત્માનું અસ્તિત્વ પ્રકાશ આપે છે, એમાં જો કોઈ એક અસ્તિત્વને સ્વપ્ન જાણીને મિથ્યા કેહેવામાં આવે તો બીજા સર્વ અસ્તિત્વને તેના પ્રમાણે મિથ્યા કહી શકાય. મૂલ સત્યથી નીકળેલું જગત્‌ને મિથ્યા ન કેહેતાં આપેક્ષિત સત્ય કેહેવું ઉચિત છે. આ સર્વ જગત્ સર્વ સમયમાં રહ્યું છે એમ નથી તે એક સમયે હતું નહિ, જો ઈશ્વરની ઈચ્છા થાય તો એક સમયે રેહેશી નહિ. જેના અસ્તિત્વથી સર્વ અસ્તિત્વનો મૂલ પાયો છે, તેજ પરમ સત્ય નિત્ય પદાર્થ છે. આપણે અહીંયાં જે કંઈ પદાર્થ જોઈએ છિયે તે સર્વ આશ્રિત પરિમિત અંતવત્ પદાર્થ છે. પરંતુ જે સર્વાશ્રમ અપરિમય અનંત પદાર્થ છે તેજ સત્ય છે. સર્વ સૃષ્ટ વસ્તુમાં કોઈને કોઈ વિષયમાં અભાવ છે, પરંતુ જેનો અભાવ નથી જે પરિપૂર્ણ છે તેજ પરમાર્થિક સત્ય વસ્તુ છે. સત્યના ઉપર લક્ષ્ય કરીને સત્ય કેહેવું ઉચિત છે. આ એક શબ્દમાં તેના સર્વ તત્ત્વનો અર્થ આવી જાયછે. સત્યનો ભાવ સર્વની બુદ્ધિમાં છે તે ભાવ ખીલ્યાથી જોવામાં આવે છે કે કેવલ એક માત્ર ઈશ્વરજ તે સત્ય ભાવનો વિષય છે, સત્યવિના બીજે ક્યાં પણ સત્ય શબ્દ લાગતો નથી સત્યની પર્યાપ્તિ થતી નથી. આપણે ઉપર જે સત્યના લક્ષણ જોયા છે તે સર્વ લક્ષણ કેવલ ઈશ્વરમાંજ પ્રાપ્ત થાય છે.

સત્ય જે વસ્તુ છે તે કદિ જડવતમૃતવસ્તુમાં મળતી નથી, એટલા માટે અમર ચેતનવાળો ઈશ્વરજ સત્ય છે. સત્ય જે વસ્તુ છે, તે કોઈ સમયમાં છે, કોઈ સમયમાં નથી એવું જણાતું નથી. એટલા માટે નિત્ય પરમેશ્વરજ સત્ય છે. સત્ય જે વસ્તુ છે, તેના ઉપર કાલનો અધિકાર નથી; કાલેકરીને તેનો ક્ષય થતો નથી, તેનો ફેરફાર થતો નથી; એટલા માટે અપરિવર્તનીય ધ્રુવ ઈશ્વરજ સત્ય છે. સત્યના ઉપર દેશનો અધિકાર નથી, દેશ તેને સીમાબદ્ધ કરી શકતો નથી; એટલા માટે સર્વવ્યાપી અપરિસીમ ઈશ્વરજ સત્ય છે. સત્ય જે

વસ્તુ છે, તેમાં કેટલાક સારા વિષય છે, કેટલાક ખરાબ વિષય છે, તેમાં કેટલાક સદ્‌ભાવ છે; કેટલાક અસદ્‌ભાવ છે. એ પ્રમાણે નથી; એટલા માટે પૂર્ણ મંગલભાવ પરમેશ્વરજ સત્ય. સત્ય જે વસ્તુ છે તે આશ્રિત તથા પરતંત્ર વસ્તુ નથી, તે કોઈના પણ ઇચ્છાના અધીન નથી; તેનો પિતા પણ નથી, નિયંતા પણ નથી; એટલા માટે સ્વપ્રકાશ સ્વરૂપ સ્વતંત્ર પરમેશ્વરજ સત્ય છે. સત્યની સાથે અભાવની સાથે યોગ નથી; એટલા માટે પરિપૂર્ણ ઇશ્વરજ સત્ય છે. સત્યનો જે મહાનુભાવ આપણી બુદ્ધિમાં છે, તે પૂર્ણ પુરૂષવિના બીજા કોઈથી પણ ચરિતાર્થ થનાર નથી. આપણી બુદ્ધિમાં જે ધર્મનો ભાવ છે, તેના જેવો ધાર્મિક ભાવ મલનાર નથી; તે પ્રમાણે આપણા સત્યભાવની સાથે જોવાવાલી કોઈ વસ્તુનો ઐક્ય જોવામાં આવતો નથી. ઇશ્વરના લક્ષણ અને સત્યના લક્ષણ સંપૂર્ણ રીતે ઐક્ય જોઈને ઇશ્વરને સત્ય કેહેવામાં આવ્યું છે. તે "सत्य ज्योतीरसोऽमृत."

---

## पंचम उपदेश.

### (ઇશ્વરઉપર પ્રીતિ અને વિષયઉપર વિરાગ.)

બ્રહ્મઉપર પ્રીતિ ન હોય તો બ્રહ્મદર્શન થતું નથી. પ્રીતિરૂપી દીવાથી ઇશ્વર આપણી આગળ જે પ્રમાણે પ્રકાશિત થાય છે; તે પ્રમાણે બીજા કોઈ ઉપાયથી પ્રકાશિત થતો નથી. પ્રીતિનો એવો તો પ્રભા છે કે જો જ્ઞાન છુપુ રહે તો તેનાથી પ્રકાશિત થાય છે, જો સત્ય છાયા પ્રમાણે ભાસે તો તે દીપી નીકળે છે, જો ધર્મ આયાસસાધ્ય અતિકઠોર જણાય તો તે મધુસ્વરૂપથી દેખાવ આપે છે. ઇશ્વરજ આપણને તે પ્રીતિનો પ્રેરણકર્ત્તા છે તે પોતેજ તેનો વિષય છે. તેને વાસ્તે ભુખ્યા તરસ્યા થયાથી તે પોતે આપણને અન્નપાણી થાય છે. તેના ઉપર પ્રીતિ દ્દઢ હોય તો આપણા સર્વ ધર્મકાર્યનું અન્વર્થ ફલ થાય છે, આપણે વિષયના આકર્ષણના

બળની સાથે નિરસ્ત કરીને જે અપૂર્વ ધર્મ શિક્ષા લાભ કરીએ છિયે તે શિક્ષા કેવલ એનાજ વાસ્તે છે કે આપણે તે સર્વથી બાહર પરમેશ્વરનો સહવાસ લાભના યોગ્ય થઈયે. આપણે આપણી ખરાબ પ્રકૃતિને વશમાં રાખીને જે ધર્મબલ મેળવીએ છિયે તે કેવલ આપણને ઈશ્વરના રસ્તે જવાની શિક્ષા આપે છે. આપણે મુક્તિ લાભને વાસ્તે અનંત આવતા કાલનાઉપર દ્દષ્ટિ કરીએ છિયે, ધર્મ આપણે એ જીવદ્દશામાં તે મુક્તિની પાયરી દેખાડે છે.

ધર્મ જેમ આપણને બ્રહ્મધામમાં લઈ જાય છે, તે પ્રમાણે આ પૃથ્વિમાં પણ ધર્મ આપણે મંત્રી તથા સહાયરૂપે કામમાં આવે છે. ચાહે તો વિષયી મનુષ્ય હોય, ચાહે તો ઈશ્વરાનુરાગી હોય ધર્મ સર્વનો બંધુ તથા રક્ષક છે. જેઓ કેવલ વિષય સુખની પ્રાર્થના કરે છે, ધર્મના રસ્તાઉપર ચાલ્યાથી તેઓનું મંગલ થાય છે, અને જેઓ ઈશ્વરને પ્રાર્થના કરે છે તેઓ પણ ધર્મનું અવલંબન કરીને તેને લાભ કરી શકે છે. એક તરફ શ્રેય છે અને એક તરફ પ્રેય છે, એક તરફ સંસાર છે અને એક તરફ ઈશ્વર છે, એ બંને ઉપર સમાન પ્રીતિ થતી નથી. જેઓની સંસારમાં પ્રીતિ હોય છે તેઓને ઈશ્વરઉપર વિરાગ હોય છે. જેઓની ઈશ્વરઉપર પ્રીતિ હોય છે તેઓને સંસારઉપર પ્રીતિ હોતી નથી. ઘર છોડીને જંગલમાં રહ્યાથી વૈરાગ્ય થવાય છે તેમ નથી. ઈશ્વરમાં પ્રીતિ એજ ખરો વૈરાગ્યનો માર્ગ છે. ધર્મજ એ રસ્તાનો બતાવનાર છે. આપણે કુપ્રવૃત્તિના ઉપર ધર્મને જેટલીવાર જય કરવા દઈએ, ધર્મના તીવ્ર ભર્ત્સનાથી સ્વાર્થપરતાની ખરાબ સલાહને જેટલીવાર નિરસ્ત કરીયે, તેટલું આપણે બલ પામશું, તેટલી આપણે શિક્ષા લાભ કરીએ છિયે. વિષયના પ્રત્યેક પ્રવાહમાં જવાને વાસ્તે તેટલા તૈયાર થઈયે છિયે. વિષયબંધનથી મુકત થવાનેજ મુક્તિ કેહેવામાં આવે છે. પાપથી દૂર થવાનો જે ઉદ્યોગ, તે ઉદ્યોગજ આપણને ઉત્કૃષ્ઠ શિક્ષા આપે છે. ઈશ્વરમાં જે અટલ પ્રીતિ, તે પ્રીતિ આપણું ખરૂ વૈરાગ્ય છે.

ઈશ્વરઉપર પ્રીતિમાં જેવો સ્વર્ગીય ભાવ છે, તે પ્રમાણે ધર્મનું મહાત્મ્ય છે, તેનાથી સ્પષ્ટ સાબેત થાયછે કે તે કેવલ આ લોકને વાસ્તે નથી. ગર્ભમાં રેહેલાં બાલકનું સુંદર શરીર અને કામ કરવાની સર્વે ઇન્દ્રિય જોયાથી જેમ તેને હમેશા ગર્ભમાં રેહેવાને ઉપયુકત જણાતો નથી-પરંતુ આ કર્મ ક્ષોભ પૃથ્વીના ઉપયુકત જણાય છે. તે પ્રમાણે મનુષ્યના નિષ્કામ ધર્મના અનુષ્ઠાનમાં ઈશ્વરનો નિઃસ્વાર્થ અનુરાગ જોઈને તેને આવતી કાલની મોટી ઉચ્ચી હાલતના લાયક જણાય છે. એ સર્વભાવ પૃથ્વીના ભાવથી એટલા તો મોટા છે કે અહીંઆં તેનું ઉત્તમ પ્રકારે ચરિતાર્થતા કદિ થનાર નથી. વિષય સુખને વગર આનાકાનીએ વિસર્જન કરવું—પૃથ્વીની ખ્યાતિ ઉપર નજર ન રાખતા તુચ્છ કરવી. કેવલ આ પૃથ્વીના જીવના પક્ષે કદિ સંભવતું નથી.

જેઓ કેવલ વિષય સુખના ઉપર લક્ષ્ય રાખીને સ્વર્ગીય ધર્મને વાસ્તે પ્રાર્થના કરેછે, તેઓનું એ અતિ નીચ લક્ષ્ય છે. સ્વોપાર્જિત દુર્લભ ધર્મરૂપી રત્નના બદલામાં ક્ષુદ્ર વિષયનું સુખ કદાપિ પ્રાર્થનીય થઈ શકતું નથી. ધર્માનુષ્ઠાનના ઉપયુકત લક્ષ્ય, ધર્મનો યોગ્ય પુરસ્કાર કેવલ તે ધર્માવહ એક માત્ર પરમેશ્વર છે. ધર્મપથ એ મધ્યપથ છે. ધર્મ સંસારના બંધનની રક્ષા કરે છે, ધર્મ મોક્ષનો પુલ થઈને ઈશ્વરની આગળ લઈ જાયછે. વિષય સુખ ભોગવવાને વાસ્તે જે ધર્મ છે તે અતિ ખરાબ ધર્મછે. ઈશ્વરને વાસ્તે જે ધર્મ છે તેજ ઉત્કૃષ્ઠ ધર્મ છે. પ્રાણ જાય તોપણ ધર્મને ઉપાર્જ્જન અને રક્ષા કરવી એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે; દુનીઆની કોઈ વસ્તુ તેના જેવી લક્ષ્યવાલી મળનાર નથી. વિષય સુખને વાસ્તે કોણ પ્રાણ આપી શકે છે, પરંતુ ધર્મને વાસ્તે પ્રાણ અપાયછે. વિષય સુખને જો ધર્મનો પુરસ્કાર સમજવામાં આવેતો અને સ્વાર્થપરતાને પૂર્ણ કરવાને જો ધર્મ સાધનનો ઉદ્દેશ થાય તો તે ધર્મની રક્ષા કરવી એ ઝેર પ્રમાણે છે. બહુ આચારથી, ઘણા દિવસથી બહુકષ્ટથી જો તે ધર્મની કંઈ રક્ષા થાય તો પરમ સૌભાગ્ય સમજવું. ધર્મને

જેઓ કેવલ વિષય ઉપભોગનો ઉપાય સમજે છે, તેઓની આગળ ધર્મ રક્ષામાં કેટલો વ્યાઘાત થાયછે, કેટલો પ્રતિબંધક થાયછે. જ્યારે ધર્મની સાથે સુખની સાથે વિરોધ થાય છે, ત્યારે તે સુખ વિ-સર્જ્જન કર્યાથી તેઓનું કેવું કષ્ટ થાયછે. ધર્મ જ્યારે ગંભીર સ્વરથી ત્યાગ કરવાનો હુકમ આપે છે ત્યારે વિષય ત્યાગ તેઓને કેવો ક-ડવો જણાયછે. તેઓનું લક્ષ્ય કેવલ સુખછે, ધર્મ કેવલ તેઓનો ઉપાય માત્ર છે એ વાસ્તે ધર્મ રક્ષા તેઓને અતિ કષ્ટવાળું જણા-યછે. ધર્મની મૂર્ત્તિ તેઓની આગળ કદિ સૌંદર્યનો દેખાવ આપતી નથી, પરંતુ સર્વદા વિરસ દેખાયછે. ધર્મનો રસ્તો તેઓ કદિ પણ સરલ જ્ઞાન કરતા નથી, પરંતુ કાંટાઓથી ભરેલો સમજે છે.

એ માટે ધર્મનો પ્રાણ ઈશ્વર છે તેના ઉપર પ્રીતિ કરવી ઈશ્વર લાભને વાસ્તે ધર્મ શ્રેષ્ઠ ઉપાય છે; વિષય સુખને વાસ્તે તે અતિ અનિષ્ટ ઉપાય છે ઈશ્વર જે મહાન છે તેને મળવાને વાસ્તે ધર્મ આપણનો મદદ-ગાર છે; વિષય સુખ જે ફીણના જેવું છે, ધર્મ તેના યોગ્ય વસ્તુ થઈ શકતી નથી. એક બાજુ સંસાર છે, એક તરફ ધર્મ છે મધ્યમાં ઈશ્વર છે. આ તરફ મંગલને વાસ્તે પણ ધર્મ જરૂર છે; ઈશ્વર તરફ જવાને વાસ્તે પણ ધર્મ સહાય કર્ત્તા છે. જેઓ ધર્મને છોડીને સંસારના સુખ ભોગવામાં રત રેહે છે તેઓની અહીંઆં વાત કેહેવામાં આવતી નથી. અહીંઆં મનુષ્યના વિષયમાં કેહેવામાં આવે છે; પશુઓના જેવા લોકના વિષયમાં કેહેવામાં આવતું નથી. સંસારના ઉપર લક્ષ્ય કરીને જેઓ ધર્મ ઉપાર્જ્જન કરે છે, ધર્મ તેઓની ઉપલી શ્રેણીમાં રહે છે; ઈશ્વરની તરફ જેનું લક્ષ્ય રહે છે, ધર્મ તેઓની આશ્રય ભૂમિ પ્રમાણે રહે છે. ધર્મનો પેહેલો પુરસ્કાર ઈશ્વર ઉપર પ્રીતિનું સંચાર થવું; તેના પછી ઈશ્વરને લાભ કરવો. ઈશ્વરના ઉપર પ્રીતિ હોયતો ધર્મનો રસ્તો પોતાની મેળે સહજ થઈ જાય છે. જેઓના પવિત્ર હૃદયમાં પ્રથમ વિશુદ્ધ પ્રીતિનો દીવો સળગ્યો છે તેની ધર્મ શિક્ષા બીજી શ્રેણીની શિક્ષા છે તે સહજમાં સંપન્ન થાય છે. પરંતુ જેઓની

પેહેલા ઈશ્વર ઉપર પ્રીતિનો અનુભવ થતો નથી, ધર્મજ ક્રમે કરીને તેઓના મનમાં ઈશ્વર પ્રીતિ ઉત્પન્ન કરે છે. સ્વાર્થપરતાનો વિપરીત ભાવ ઈશ્વર પ્રીતિ છે, ધર્મ મધ્યવર્તી શિક્ષા આપનાર ગુરૂ રૂપથી છે.

ધર્મમાં જેઓની શ્રદ્ધા ઉત્પન્ન થઈછે; ધર્મનું નૈસર્ગીક સૌંદર્ય અને પાપનું સ્વાભાવિક મલિનત્વ જેઓએ જાણ્યું છે; તેઓ ઈશ્વરના રસ્તા ઉપર જાય છે તેમાં કંઈ સંદેહ નથી. વિષયનો ત્યાગ, વિષયનું વિસર્જન, પ્રથમ ધર્મના ઉપદેશથી એની શિક્ષા થાય છે. ધર્મને વાસ્તે જેટલા ત્યાગ સ્વીકારીએ, વિષયના ઉપર જેટલો વિરાગ કરવામાં આવે તેટલા ઈશ્વરના માર્ગે આગળ જવામાં આવશે; ઈશ્વરની આગળ જવાને તેટલું બલ મળશે. વિષયથી જેટલું મન ખેંચાયછે, વિષયના અતિત પદાર્થની ઉપર તેટલું દોડે છે. એક તરફ જેટલા પરિમાણથી વિરાગ ઉત્પન્ન થાય છે, ઈશ્વરની પ્રીતિ તે પરિમાણથી ઉજ્જવલ થાયછે, ઈશ્વરનો પ્રેમ જેમ પ્રબલ થઈ શકે તેમ ધર્મ બલની અધિક વૃદ્ધિ થાય છે, વિષયનું ખેંચવું કમતી થતું જાય છે. એટલામાટે પેહેલા જેઓના ઉપર કર્તવ્યના ઉપર શ્રદ્ધા થાય છે, એ નિશ્ચય છે કે ઈશ્વર તેની પ્રીતિને જલદીથી તેના મનમાં ઉદ્દીપન કરશે. ઈશ્વર સર્વત્ર તેના કોડ પ્રસારિત કરી રાખ્યા છે અને પ્રત્યેક ક્ષણે આપણને બોલાવે છે, આપણે તેની પાસે જવાના યોગ્ય થઈએ તો તે આપણને ગ્રહણ કરે છે. તેની આગળ લઈ જવાને વાસ્તે ધર્મજ પ્રથમ આપણો મદદ કર્ત્તા થાય છે.

વિષય સુખ જો ધર્મનું લક્ષ હોય તો તે વિપરીત લક્ષ્ય છે; તે લક્ષ્ય સિદ્ધ થવામાં બિસ્તર વ્યાઘાત થશે. વિષયસુખ વિસર્જનને વાસ્તે તૈયાર થઈને ધર્મના રસ્તે જવું જોઈએ. આનુષંગિક જો વિષય સુખની રક્ષા થઈ શકેતો તે ઘણું ઉત્તમ છે. ધર્મ કંઈ વિષય સુખનો સંગી નથી પરંતુ ધર્મનો સંગી જો વિષય સુખ હોયતો તે જરૂર સેવ્ય છે આપણે આત્મસુખને વાસ્તે ધર્મની

પ્રાર્થના કરવી એ કેવલ સ્વાર્થપરતા માત્ર છે. સ્વર્ગ લાભને વાસ્તે તથા નરકનો ભય નિવારણને વાસ્તે ઉપવાસ કર્યાથી ધર્મ થતો નથી. ધર્મનો ભાવ જે છે તે નિઃસ્વાર્થ ભાવ છે. વિષયસુખ જે ધર્મનો અન્યર્થ પુરસ્કાર નથી; પરંતુ સુવિમલ આત્મપ્રસાદજ ધર્મનો પુરસ્કાર છે. ઈશ્વરજ ધર્મનો છેલો પુરસ્કાર છે. ધર્મની સ્વર્ગીય જ્યોતિની આગળ સોના રૂપા હીરાની પાર્થિવ જ્યોતિ ક્યાં રહી શકે? કેવલ એક લક્ષ્યના દોષથી ધર્મને પણ દોષવાળો સમજાય છે. વિષય સુખમાં જેનું લક્ષ્ય છે તે પૃથ્વીમાં ધર્મની હીનાવસ્થા તથા પાપનો ફુલાયલો ભાવ જોઈને ઈશ્વરના અખંડ મંગલ સ્વરૂપમાં પણ દોષ લગાડે છે. તે હોયતો એ સમજતો હશે કે હું સત્યના રસ્તે, ધર્મના રસ્તે ચાલીને કેવલ લોકની આગળથી નિષ્ટુર આઘાત સહન કરૂં છું; અને પાપી મનુષ્ય ધનમાન પ્રભુત્વ વધારીને કેવા સુખથી કાલ ગાળે છે; એટલા માટે ઈશ્વરના રાજ્યમાં કંઈ વિચાર નથી. ધર્મને જેઓ સુખનો ઉપાય સ્વરૂપ સમજે છે તેઓના મોહોડામાંથી એવી આક્ષેપોક્તિ ઘણી વખતે સંભળાય છે.

ધર્મયુદ્ધમાં પ્રવેશ થઈને ઈશ્વરના રસ્તે આગળ જવાની ઈચ્છા હોયતો ત્યાગ સ્વીકાર કરવો જોઈએ. વિષય સુખથી અનેક વેળા દૂર થવું જોઈએ. કુપ્રવૃત્તિના વિપરીત રસ્તે ઘણી વખત ગમન કરવું જોઈએ. આપણી પાસે જો મૂલધન એકત્ર હોયતો અતિરિક્ત ધનના નાશથી તેવું વિશેષ નુકસાન જણાતું નથી. ઈશ્વરને જે મૂલધન રૂપથી એકત્ર કરી રાખ્યો છે. તેને વિષયનો ત્યાગ કર્યાથી નુકસાનની સંભાવના નથી. જે સર્વ સંપદના સમુદ્રને પ્રાપ્ત થયોછે વિષય વિપદને તેને વિપત્તી જણાની નથી. તે સુખની વેળાએ તે સર્વ સુખદાતાના પ્રતિ કૃતજ્ઞ થઈને તે સુખને ભમાણુ કરે છે અને વિપદની વેળાએ તે સર્વાશ્રય પરમેશ્વરના આશ્રયમાં રહીને નિર્ભયથી ફરે છે. પાપ તેની આગળ અમંગલ રૂપે દેખાય છે; દુઃખપણ વાસ્તવિક અમંગલ નથી. વિ-

પત્તિ પણ વાસ્તવિક અમંગલ નથી. • આત્માને કેવી રીતે આત્મ પ્રસાદ લાભ થાય, ઈશ્વર કેવી રીતે નિરંતર જ્ઞાનની આંખે પ્રકાશિત થાય, એ વિષયમાં જેનો પ્રાણુગત યત્ન કરે છે અને તેવા આચરણ કરવામાં જે તત્પર હોય છે. કેવા કામ કર્યાથી લોકો માન આપશે એ વાસ્તે તેને કષ્ટ સહન કરવું પડશે નહિ. ઈશ્વરથી દૂર થવામાં આવે એ ભયથી તે પાપથી દૂર રહેછે; લોકો પછી ખરાબ કહે, એના ઉપર દૃષ્ટિ રાખીને, તેઓને કપટતા કુટિલતા છલતાનો અભ્યાસ કરવો પડતો નથી.

જેઓ ધર્મમાં ઘણી વેળા વિષયના સુખની હાનિ જોઈને ઈશ્વરના મંગલ સ્વરૂપમાં દોષ લગાડે છે, તેઓ ધાર્મિકોના વૃદ્ધાવસ્થામાં જુવાનીનું બલ વીર્ય કામ કરવાનો ઉદ્યોગ જોઈને તે શું એવી રીતે કહી શકશે? વિષયનું સુખ જો ધર્મનો સાચો વિષય હોતતો ધાર્મિક માણસો વધારે વિષયી હોત; એટલુંજ નહિ પરંતુ ધર્મ જેટલો ઉપાર્જ્જન કરત તેટલો સર્વ ઈન્દ્રિયના દરવાજાથી નીકળત, વિષયની લાલચ તેટલી વધત, ભોગની શક્તિ તેટલી પ્રબલ થાત. પરંતુ ખરેખરૂ તેનાથી ઉલટું જણાય છે. બ્રહ્મરસ ચાખનાર ધાર્મિક વૃદ્ધ દિવસે દિવસ પોતાને પોતાના જવાના સ્થાનની આગળ જાણીને સર્વદા પ્રસન્ન તથા હૃષ્ટ રહેછે; વિષય ભોગની લાલચ તેને સુખ તથા દુઃખ આપી શકતી નથી.

ધર્મપરાયણ સાધુ મનુષ્યો વિષયના સુખથી દૂર રહે છે. જાણીને પાપી મનુષ્યો નિર્વિઘ્નથી રહેછે એમ નથી. પાપીઓ જે પ્રમાણનું દુઃખ સહન કરે છે તે પાપી જાણે છે; બીજો તે અંતર્યામી પુરૂષ જાણે છે, તેઓની પાસે જો ધન, માન, ઐશ્વર્ય, ઘોડા, રથ, હાથી, પલંગ ઈત્યાદિ હોય તો તેઓને કોઈ પણ શાંતિ આપતું નથી. એટલુંજ નહિ પરંતુ તેઓ નરકના જેવા હૃદયને સર્વદા બાલે છે, તેઓને કંઈ સુખ ભોગવવાની શક્તિ હોતી નથી. તેઓની આગળ આ જગત્ દાયમય જણાય છે. તથાપિ કરૂણા સિંધુ પરમેશ્વર તેઓને ત્યાગ કરતો નથી; તેઓને પોતે દંડ આપીને વિપથથી સ્વપથે બોલાવે છે.

## षष्ठ• उपदेश.

## (વિષય સુખ અને બ્રહ્માનંદ.)

તે ભૂમામાંજ આપણું સુખ છે, થોડા વિષયમાં સુખ નથી. વિષય સુખમાં આપણો આત્માં તૃપ્ત થતો નથી સર્વ વિષયસુખ ક્ષણભંગુર છે, અતિશય ન્હાનું, કદિ ધર્મના અનુકૂલ, કદિતો પ્રતિકૂળ, કદિતો સેવા કરવા જેવું, કદિતો ત્યાગ કરવા જેવું છે તેથી ભૂમા પરમેશ્વરજ આપણો તૃપ્તિનો સ્થલ છે, આપણું શાંતિનું ઘર છે. બ્રહ્માનંદજ આપણું આલોક તથા પરલોકનું અવિનશ્વર (જેનો નાશ નહિ થાય) એવું કવચછે. વિષયસુખની તુલના બ્રહ્માનંદ કાલમાં અનન્ત અને ભારમાં પણ અપરિમેય છે. બ્રહ્માનંદ જેમ સ્થાયી છે તેમ ઊંડો છે. મનુષ્યનો આત્મા બાહુ મોટો છે, ન્હાના પદાર્થમાં હમેશ લિપ્ત રહીને તે સારીરીતે રહી શકતો નથી. જે માણસ સૌભાગ્યનો જેનો પાર ન આવે એટલું દાન ભોગવે છે; વિપુલ માન, અતુલ ઐશ્વર્ય, મોટો હોદ્દો, અટલ પ્રભુત્વ ભોગવવામાં આ જીવતરને ગાલે છે; તેઓને તૃપ્તિનું સુખ કદિ જણાતું નથી; એવી જાતની અતૃપ્તિજ તે ભૂમાના ઉપર આપણા આત્માનો પ્રધાન આકર્ષણ છે. વિષય શૃંખલમાં ન બંધાતા વિષયના બાહરના પદાર્થને શોધવામાં આવે છે; એજ આપણો ઉત્કૃષ્ઠ અધિકાર છે ધર્મના હુકમથી વિષયના પ્રભાવને પ્રતિકૂલની ઇચ્છામાં લગાડી શકીએછિયે. એ આપણી આશ્ચર્ય શક્તિ છે જેનો આત્મા ધર્મ બલથી બલવાન થયોછે પુણ્ય જ્યોતિથી પ્રકાશવાળો થયો છે, વિષય સુખ કેવો ન્હાનો છે તેજ સમજે છે. આપણે સંગ્રામ કરીને, કુપ્રવૃત્તિને બલ પૂર્વક નિરસ્ત કરીને બાહુ આયાસથી બહુ દિવસથી જે ધર્મરૂપી રત્ન ઉપાર્જન કરીએ છિયે, શું કોઇ પાર્થિવ ધન તેના બદલામાં ગ્રહણ કરી શકશું? ના કદિ નહિ. ધર્મનું જે છેલું ઈનામ ઈશ્વર છે. ઈશ્વરજ આપણો યથાર્થ લક્ષ્ય સ્થાનુ છે. તેનાથી દૂર થઇને બીજી તરફ જઇએછિયે તો ત્યાં અંધકાર જણાય

છે. હોકાયંત્રનો કાંટો જેમ સ્વાભાવિક અવસ્થામાં ઉત્તર દક્ષિણું તરફ હોય છે અને બાહરથી વિઘ્ન આવેતો તે કાંટો ઉલટી તરફ ચાલે છે, તેમ આપણો આત્મા પણ છે આત્માની સ્વાભાવિક અવસ્થામાં તે ઇશ્વરની તરફ દષ્ટિ કરે છે. પરંતુ જો વિષયાકર્ષણ પ્રબલ થાય, તે કુદષ્ટાંત તથા ખરાબની સંગતની ચાલ ફેલાયતો તે બીજી તરફ જાય છે. આત્માની ઉત્તમ અવસ્થામાં ઇશ્વર તેની ઉપજીવિકા છે, ધર્મજ તેનો મંત્રી છે, પાપજ રોગ છે, ઇશ્વરથી છુટવું એજ અસ્વાભાવિક છે, બાલક કાલથી ઇશ્વરનો ભાવ અને ધર્મનો ભાવ અલ્પ અલ્પ પરિસ્ફુટિત થાય છે. વિષય જ્ઞાનની સાથે સાથે બાલકના મનમાં ઇશ્વર જ્ઞાનનો આરંભ થાય છે અને વિષયબુદ્ધિની સાથે તેની ધર્મ બુદ્ધિનો ઉદ્બોધ થાય છે તે સ્વાભાવિક ઇશ્વરનો ભાવ અને તે સ્વાભાવિક ધર્મબુદ્ધિ ઉદ્દીપન કરવાને વાસ્તે પેહેલાથીજ ધર્મ બતાવનારનો સહાય લેવો આવશ્યક છે. સત્ય વાત બોલવાનો બાલકોનો સ્વભાવિકભાવ છે; તેઓને કુટિલતા ન શિખાડવાથી તેઓને જુઠુ કેહેવાની પ્રવૃત્તિ થતી નથી, પિતા માતાના ઉપર બાલકોનો એક નિર્ભરનો ભાવ છે એક અટલ નિષ્ટા છે. વયોવૃદ્ધિની સાથે તે સર્વ ભાવ ઇશ્વરમાં પરિચાલિત થવું સ્વાભાવિક છે; પરંતુ તે સર્વ ઉદ્દીપન થતું નથી જાણીને હાલ નિર્વાણ જેવું ઘણું કરીને દેખાય છે. જ્યારે તેઓ જોય છે કે, તેઓના માબાપ કેવલ વિષયમાં મગ્ન છે, ઇશ્વરોપાસનામાં કોઇનું ધ્યાન નથી; ત્યારે કેવીરીતથી તેમાં ઇશ્વરનો ભાવ સમુજ્વલિત થઇ શકે? ઉપલા કારણને વાસ્તે કુટંબમાં એક સત્આચાર્ય રાખવો અતિ આવશ્યક છે. આ બ્રહ્મવિદ્યાલયનો કેવલ ઉપલો ઉદ્દેશ સિદ્ધ કરવાને વાસ્તે સ્થાપિને જેના યોગે ધર્મનો ભાવ અને ઇશ્વરનો ભાવ સર્વના આત્મામાં જાગ્રત થાય. ધર્મનો ભાવ કર્ત્તવ્ય જ્ઞાન, ઇશ્વરને મળવાની ઇચ્છા સર્વના મનમાં છે; પરંતુ તેને બાહર કાહડીને બતાવવું એ આ ઉપદેશ આપવાનો ઉદ્દેશ છે. આપણે દુર્બલતાથી જેવા જડ થયાછિયે, તેવા અજ્ઞાનથી થયા નથી.

આપણે જેને કર્ત્તવ્ય સમજીએ છિયે ઈશ્વરનો હુકમ જાણીને માનીએ છિયે, તે જો આપણે કરી શકીએ તો આપણા સૌભાગ્યની સીમા થઈ શકશે નહિ ધર્મનો હુકમ આપણી બુદ્ધિમાં સોનાના અક્ષરથી લખેલાં છે, ધર્મનું તીવ્રતર, ધિક્કાર, ખરાબ પ્રવૃત્તિ અનેક સમયે સંકુચિત કરે છે; પરંતુ તે ધર્મનાબલને અધિક બલવાન કરવો જોઈએ, આપણે જો ઈશ્વરનો ભાવ કેવલ સ્વભાવના હાથમાં અર્પણ કરીને બેસી રહ્યા તો તેના યોગે કંઈ પણ ફલ ઉત્પન્ન થશે નહિ. જો માણસનું મુરદુ જોઈને આપણને વૈરાગ્ય ઉત્પન્ન થાય જો વિપત્તિમાં પડવાથી ઈશ્વરને યાદ કરવામાં આવે તો તેનાથી કંઈ થનાર નથી. આપણે સર્વ સમયમાં તેના આશ્રિત છિયે અને તે આપણો એકમાત્ર આશ્રયદાતા છે, એ ભાવ નિરંતર મનમાં રાખવો જોઈએ આપણે જેમ બંધુની સાથે એક પ્રકારનો સંબંધ બાંધીએ છિયે. તે પ્રમાણે ઈશ્વરની સાથે સંબંધ ન બાંધવાથી તેને જાણવાનું કંઈ. ફલ થતું નથી આપણે જાણી શકયા કે ઈશ્વર આપણો પરમ પિતા છે, આપણે સર્વ તેના પુત્ર છિયે; પરંતુ છોકરાંના પ્રમાણે જો તેની ભક્તિ ન કરીએ પુત્રના પ્રમાણે તેના ઉપર નિર્ભર ન થઈએ, તો તે જ્ઞાન થવું ન થવું સમાન છે. આપણે જાણ્યું કે ઈશ્વર સર્વજ્ઞ સર્વ વ્યાપી છે; પરંતુ અલ્પજ્ઞ માણસને જે પ્રમાણે સાક્ષાત્ જોઈએ છિયે તેને જો તે પ્રમાણે ન જોઈએ; સામાન્ય લોકની ખાતર કોઈ અસત્કર્મથી જેમ નિવૃત્ત થઈએ છિયે, ઈશ્વરના અનુરોધથી તેટલાની પણ રક્ષા કરીને ન ચાલીએ તો તે જ્ઞાન વૃથા છે આપણે જો કામની વખતે ઈશ્વરને ભૂલી જઈએ અને કેવલ ઉપાસનાના સમયમાં તેને યાદ રાખીએ તો હાલ તેની સાથે જોઈએ તેવો સંબંધ બંધાયલો નથી. કામની વખતે પોતાનું કામ ઉપાસનાની વેળાએ તેનું કાર્ય કરવું એ ઠીક નથી. ધર્મનું કાર્ય જે કંઈ કરવામાં આવે સર્વ તેનું કાર્ય તેવું પ્રિય કાર્ય સમજવું; સ્વાર્થ પરતાની ખરાબ સલાહથી જે કંઈ ધર્મવિરૂદ્ધ કાર્ય કરવામાં આવે

છે તે તેનું કાર્ય નથી, તેને દૂર કરવું એ આપણું કર્ત્તવ્ય છે; જ્યારે તે આપણો ન્યાયવાન રાજા છે અને આપણે તેની પ્રજા છિયે; ત્યારે તેનો હુકમ ન માનવો, શું એ ખરાબ કામ નથી? જ્યારે તે આપણો માલેક છે અને આપણે તેના હુકમમાં રેહેનારા સેવકો છિયે; ત્યારે તેના કામમાં અવહેલા કરવી શું અકૃતજ્ઞતાનું કામ નથી?

ઈશ્વરની સાથે સંબંધ બાંધવો એ આલોકમાં આવશ્યક છે; નહિતો આપણી ખરાબી થવાની સંભાવના છે. કામ કાજની વેળાએ બ્રાહ્મસમાજના સર્વ સમયમાં આપણે તેના કામમાં અને તેની ઉપાસનામાં લાગ્યા રહીએ તેની ઉપાસનાથીજ આપણામાં દેવત્વ આવે છે. સંસારના દુર્દ્દિવસની ખરાબીમાંથી પરિત્રાણ થવા માટે બ્રહ્મરૂપ નિકેતન અમોને અહીંઆં આવશ્યક છે. આપણે જે અવસ્થાંમાં રહીયે તેમાંથી કોઈ આપણને વિચ્છિન્ન કરી શકતાં નથી. સંપદ અને સંપદની સાથે રેહેનારાઓ પણ જો આપણને પરિત્યાગ કરે, બંધુઓ જો આપણને છોડે, તથાપિ ઈશ્વરથી આપણે વિચ્છિન્ન થતાં નથી. આપણે એકાંતમાં એકલા નથી વિપત્તિના સમયે પણ નિરાશ્રિત નથી, પરંતુ ઈશ્વર આપણી સાથે સર્વદા છે અને તે તેના શીતલ આશ્રયની છાયા સર્વદા વિસ્તાર કરે છે. આ વિસ્તીર્ણ જગત્ સ્મશાનના પ્રમાણે શૂન્ય નથી પરંતુ એ ઉત્સવ—પૂર્ણ દેવ મંદિર છે.

જે માણસ ઈશ્વરથી દૂર થાય છે, તેને કોઈ જાતની શાંતિ થતી નથી. સાંસારિક સંપદ્‌માંજ તેનું સર્વસ્વ જીવન જાય છે. સાંસારિક વિપત્તિ તેને મૃત્યુના પ્રમાણે જણાય છે. વિષયમાં નિમગ્ન મનુષ્ય વિષય લઈને સુખી થઈ શકતાં નથી. વિષય મેલવાની પેહેલા જે પ્રમાણેનો ઉદ્યોગ કરેછે તે પ્રમાણેનો ઉદ્યમ વિષય મળવા પછી રેહેતો નથી; પાછો નવા વિષયના પછવાડે મન દોડે છે. વિષય લાભથી તૃપ્તિ સુખ કદિ થતું નથી પ્રથમતઃ વિષય મેળવવાને વાસ્તે કેવું આગ્રહ તથા દુઃખ સહન કરવું પડે છે, દ્વિતીયતઃ ન મળ્યાથી કેવું દુઃખ જણાય છે, તૃતીયતઃ વિષય મળ્યાથી પણ તેની

અતૃપ્તિ, ચતુર્થતઃ મળ્યા પછી તેનો નાશ થવાથી કેવી યંત્રણા સહન કરવી પડે છે? આ સર્વ દુઃખ તથા વિડંબનામાંથી ઘોર વિષયી માણસ હમેશ ફરે છે. ક્યાંથી તે શાંતિને પામતો નથી. તેઓ અમૃતના છોકરા થઈને સંસારના ચક્રના આવર્ત્તિત થાય છે, ક્યાં પણ શાંતિ મળતી નથી. તેઓ સુખ મેળવવાની આશાથી ફરે છે અને ત્યારબાદ સંસારના ઉપર માણસ ઉપર વિરકત થઈને ઈશ્વરના મંગલ સ્વરૂપમાં પણ દોષ લગાડે છે.

તે સઘળા માણસો જાણતાં નથી કે ક્ષુદ્ર વિષય લઈને માણસ કદાપિ તૃપ્ત થઈ શકતો નથી. જેઓ ભૂમા ઈશ્વરને પ્રાપ્ત કરી લીધો છે તેઓ સર્વતોભાવથી પરિતૃપ્ત છે. ઈશ્વરને જેઓએ મૂલ ધન પ્રમાણે સંચિત કરી રાખ્યો છે; પાર્થિવ વિષયના અભાવથી તેઓ મુંઝાતા નથી- વિષયજનિત હર્ષ, શોક; સંસારની વિપદ સંપદ તેઓને અધિકાર કરી શકતા નથી. સર્વ અવસ્થામાં તેઓ કર્ત્તવ્યકર્મ સંપન્ન કરીને સુખી થાય છે ધન મળ્યાથી પણ તેઓનું એક પ્રકારનું કર્તવ્ય થાય છે; દરિદ્રાવસ્થામાં પણ તેઓ બીજી જાતનું કર્ત્તવ્ય સમજે છે. તેઓ કોઈ પણ પ્રકારનું કામ કરે છે, તે ઈશ્વરને સમર્પણ કરે છે; તેના પ્રિય કાર્યથી કોઈ તેઓને આકૃષ્ટ કરી શકતા નથી. જેઓ તે મહાન પુરૂષને પ્રાપ્ત કરીને મહત્વને પામ્યા છે; તેઓ તે સર્વ સંપદના સંપદને પ્રાપ્ત કરી લઈને સુસંપન્ન થયા છે.

વિષય સુખમાં જો આપણે પ્રમત્ત થઈએ—સંસાર વિના જો આપણી આગળ બીજા સર્વ અસાર જણાયતો આપણે આપણા મહત્વના શ્રેષ્ટતર અધિકારથી જુદા થશું. ઈશ્વરની સાથે આપણા જે સર્વ સંબંધ છે, તે અનનુભૂત રહે છે. ધર્મના જે સર્વ મહાન ભાવ છે, તે છુપીરીતે રેહેલા છે. સુખજ જેઓનો ધર્મ છે અને સુખજ છે, નિઃસ્વાર્થ ભાવ તે શું છે, તેઓ કેવી રીતે જાણી શકશે? બ્રહ્મપરાયણ મનુષ્ય ધર્મને વાસ્તે અનાયાસથી પ્રાણ આપવાને તૈયાર થાયછે, તેઓની આગળ તે કેવલ ભૂલ જણાય

છે. ઈશ્વર પ્રીતિ મનુષ્યને દેવત્વ પદમાં સ્થાપિત કરે છે, તે કલ્પના માત્ર જાણે છે. તે પંડિતસ્મન્ય મનુષ્યોને અશેષ શાસ્ત્ર સિંધુ મંથન કરીને આ સ્થિર કર્યું છે કે માણસના સર્વ કાર્યમાં સઘલા ધર્મનું લક્ષ્ય કેવલ સ્વાર્થપરતા છે. તેઓ મનુષ્યના મહદ ભાવોને પશુ ભાવના પ્રમાણે કરવા ચાહે છે અને તેઓ જ્ઞાન ધર્મ બુદ્ધિવાળા આત્માને જડ કરવા ચાહે છે. તેઓ માણસની આશા ભરૂશો, જ્ઞાનધર્મ, સર્વને આ સંકીર્ણ સ્થાન તથા સંકીર્ણ કાલમાં બદ્ધ કરવા ચાહેછે અને મૃત્યુની સાથે તેના આત્માનો ધ્વંસ તથા નાશ ઘોષણા કરેછે. સાવધાન થઈને તેઓનો ઉપદેશરૂપી ઝેર કોઈ પ્રમાદ ગ્રસ્ત થઈને ભક્ષણ ન કરે.

જેઓ ધર્મના માર્ગમાં ઉભા રહ્યા છે અને પુણ્યપદવીમાં આરોહણ કરેછે તેઓ ઉપલા પ્રકારના ભ્રમજાલમાં કદાપિ પડતા નથી પુણ્યની કેવી મનોહર મૂર્તિ છે—ઈશ્વરપ્રીતિ કેવો રમણીય પદાર્થ છે—બ્રહ્માનંદ કેવો મહાન છે—ઈશ્વરનીસાથે કેવા પ્રકારનો ચિર સંબંધછે, તેઓ પરીક્ષાથી જાણે છે, વૃથા યુક્તિથી તેઓ ભૂલતાં નથી. એકતો આપણા દેશમાં અધર્મનું ઘર થયું છે, તેમાં વિજ્ઞાન શાસ્ત્ર પણ જો નીચ હીન પાપ કલંકિત કરે ઉપદેષ્ટા પણ જો તે પ્રમાણે ન થાય, ગ્રહીતાપણ જો વિનીત ભાવથી સર્વ ઉપદેશ ગ્રહણ ન કરેતો આ દેશમાં મંગલ થવાનું નથી. જેઓ એ પ્રકારે વિષમ વિષયનો ઉપર દોષ આપે છે, તેઓ આપણા સ્વભાવના ઉપર દૃષ્ટિ કરીને એ પ્રમાણેનો ઉપદેશ આપે છે; અનંત કાલને વાસ્તે આપણા આત્માની સાથે પરમાત્માનો જે સંબંધ છે તે તેઓ વિનાશ કરવા ચાહે છે. તેઓને એક પ્રકારના આત્મઘાતી કહીએ તો કેહેવાઈ શકાય. એકવેળા પરીક્ષા કરીને જુઓ, ધર્મનો કેવો પવિત્ર પ્રશાંત ભાવ—ભૂમા ઈશ્વરમાં આપણું કેવા પ્રકારનું સુખ, બ્રહ્માનંદ કેવો સુગંભીર, કેવો સ્થાયી છે; તો બીજા ભૂલ ભરેલા માર્ગમાં જવું પડશે નહિ આપણે જ્ઞાનાલાપમાંજ તૃપ્ત ન થઈએ. ઈશ્વરમાં આપણી કેટલી પ્રીતિ ઉત્પન્ન થઈછે તે તેના કાર્ય કરવાની વેળાએ પરીક્ષા

થાયછે. તેના ઉપર પ્રીતિ કરવી અને આનંદની સાથે તેના પ્રિયકાર્ય સાધન કરવા. એનાથીજ મંગલ થશે અને એનાથીજ મુક્તિ થશે.

---

## सप्तम उपदेश.

### ( પરલોક. )

પરલોક અને પરલોકનું સાધન અવિવેકોની આગલ જાણવામાં આવતું નથી. તો તેઓ પરલોકના વિષયમાં શું સમજી શકશે? વિષયની સાથે જડિત થઈને તેઓ પોતાને પણ ભૂલિ જાય છે. વિષયજ સાર છે વિષયજ સત્ય છે, એ પ્રમાણે જે સમજે છે જો ગણતરી કરવાની વેળાએ પોતાને છોડીને ગણે તો પરલોકનું સાધન ક્યાંથી થાય? વિષયજ સર્વસ્વ છે, વિષયી જે હું છું તે કંઈજ નહિ; આ પ્રમાણે જેના વિચાર કરીને કાર્ય કર્યાથી પરલોકનું સાધન કદિ થઈ શકતું નથી. પરલોકનું સાધન કરવાની પેહેલા આત્મ દૃષ્ટિ આવશ્યક છે. વરં બાહરની વસ્તુના અસ્તિત્વના ઉપર સંશય મનમાં આવી શકેછે, પરંતુ હું છું એનાથી કોઈને પણ સંશય થતો નથી. બાહરની વસ્તુના ઉપર સંશય આવ્યાથી મોટા પ્રમાણની આવશ્યકતા છે—દર્શનેન્દ્રયના દ્વારાપ્રમાણ ન હોવાથી સ્પર્શેન્દ્રિયનું પ્રમાણ જોઈએ. અટકાવ થયાથી તે પ્રમાણ વધારે દૃઢ થાય છે; પરંતુ પોતાને જાણવાને વાસ્તે પ્રમાણની આવશ્યકતા પડતી નથી. બીજા સાક્ષીની સાક્ષ્ય લેવાની પ્રયોજનતા જણાતી નથી, કારણ કે પોતે પોતાની સાક્ષી આપે છે. આત્મજ્ઞાન કેવલ માણસનેજ છે, માણસ આત્મજ્ઞાનવિના થયાથી તે ઘેલા માણસના પ્રમાણે કાર્ય કરે છે. ગાંડો મનુષ્ય જેમ સ્વપ્નામાં પોતાને ન જાણીને કર્મ કરે છે અને તેને કેવળ જાગ્રત કરવાથી તે સર્વ સમજી શકે છે, તે પ્રમાણે મનુષ્ય પણ આત્મજ્ઞાનવિનાનો થઈને કામ કરે છે. ત્યારે તેને કેવલ જાગ્રત કરવાની આવશ્યકતા છે, પશુઓને આત્મજ્ઞાન નથી તેઓ કર્તૃત્વ સમજીને કામ કરતા નથી, વિષયા

સક્તમાં દોડે છે. મનુષ્યમાં આત્મજ્ઞાન છે, પરંતુ તે પણ કદિ કદિ આત્મ વિસ્મૃત થાય છે, તેઓની વિસ્મૃતિ ભાંગવાને વાસ્તે તેને જાગ્રત કરવા જોઈએ. માણસની એક એક વેળાએ એવી હીન અવસ્થા થાય છે કે તે પોતાની તરફ જોતો નથી. જેઓ ઊંચા તથા મોટા છે તેઓજ જોય છે. સ્પર્શ કરવામાં આવે છે તેઓ તે સત્યને મનમાં લાવે છે. અને જેઓ ટુકા અને ન્હાના છે જેઓ અદૃશ્ય તેઓજ તેઓની આગળ અસત્યરૂપથી દેખાય છે. પરંતુ વસ્તુતઃ ઠીક તેના વિરૂદ્ધ છે. એટલુંજ નહિ પરંતુ ઊંચી તથા મોટી વસ્તુના ઉપર ખોટો સંશય ઉત્પન્ન થઈ શકે છે, પરંતુ પોતાને હું કદિ સંશય કરી શકતો નથી; ત્યારે સંશય કરે છે કોણ? જેમાં આપણે હોતા નથી; એટલા માટે હું છું, નહિ તો આપણો સંશય પણ ખોટો છે; આ વખતે સંશય પોતે પોતાને તોડે છે. હું પ્રત્યક્ષનો વિષય નથી પરંતુ હું પોતે પોતાને જાણી શકુંછું હું એકજ વસ્તુ છું—મારી સઘળી ચિંતા, સર્વ ભાવ, સમુદાય કામના એમાં આશ્રિત થઈ રહી છે. હું વિભાગના યોગ્ય નથી. બાલ્ય કાલે હું હતો આજે પણ તે હું છું. હું મોટો નથી, ન્હાનો નથી, લાંબો નથી, પોહોલો નથી, હું આકાશમાં નથી. હું ચિંતા મસ્તિષ્કમાં છું—ભાવના હૃદયમાં છું—દુઃખતી આંગલીમાં છું; એમ નથી. પરંતુ મારી જે કંઈ ચિંતા, જે કંઈ ભાવ, જે કંઈ દુઃખ, તે મારૂજ છે. તે સર્વ શરીરમાં લગાડવું એ અત્યંત ભૂલ ભરેલો વિચાર છે. કારણ કે ચિંતા ઈત્યાદિ સર્વ વૃત્તિ કેવલ આત્માની છે. એ સર્વ આત્મતત્વ સમજવાને વાસ્તે પ્રમાણની જરૂર પડતી નથી.

હું અને મારૂ શરીર, એ બન્નેને જુદા કરીને સમજ્યાથી પરકાલનું પ્રમાણ સહજમાં મળે છે. હું મારા શરીરથી જુદો છું. હું જ્યારે દુરબીનથી ગ્રહ ઉપગ્રહની ગતિ વિધિ નિરૂપણ કરૂં છું; ત્યારે તે દુરબીન પણ હું નથી, અને મારી આંખ પણ હું નથી. મારૂં માથું પણ હું નથી, મારૂં હૃદય પણ હું નથી. અન્ન પાનથી શરીર

બલીષ્ટ થાય છે, રોગથી શરીર ક્ષય થાય છે અને કેટલાક વર્ષમાં તેના પ્રત્યેક પરમાણુ એકીવેળા ફેરફાર થઈ જાય છે; પરંતુ હું જે એકજ છું તે એકજ રહ્યો છું. વિષય અને વિષયી, અંધકાર અને પ્રકાશના પ્રમાણે પરસ્પર જુદા સ્વભાવના છે. જેઓ એમાંથી સર્વ પ્રભેદ દૂર કરવા ચાહે છે, તેઓ હજારો યુક્તિથી પણ તે અતિ સામાન્ય લોકને પણ સમજાવી શકતા નથી. વિષય અને વિષયી એમાં કંઈજ ઐક્ય નથી. એ બંનેના કોઈ પણ ગુણ સમાન નથી. આકૃતિ, વિસ્તૃતિ વિષયના ગુણ; અને સ્મરણ, તુલના, અનુમાન; પ્રીતિ, દયા, શ્રદ્ધા, કૃતજ્ઞતા; એ વિષયીના ગુણ છે; એમાં કંઈ પણ સાદશ્ય નથી. એક જાણ દ્રષ્ટા, સ્પ્રષ્ટા, ઘ્રાતા, મન્તા, બોદ્ધા, કર્ત્તા, બીજા આપણા પ્રત્યક્ષના વિષય છે, આકાશ નથી અને જડ વસ્તુ છે, એ આપણે મનમાં લાવી શકતા નથી, પરંતુ આકાશ વિષયીનું અવલંબન નથી.

જ્યારે શરીર આત્માથી એટલો જુદો છે; ત્યારે મરીગયા પછી આત્મા કેવી રીતે નાશ થઈ શકશે. કોઈ વસ્તુનો વિનાશ થતો નથી, જેની સૃજન શક્તિથી આ સર્વ સૃષ્ટ થયું છે, તેની સંહાર શક્તિથી આ સર્વનો નાશ થઈ શકશે. ઈશ્વરની પાલવાની ઈચ્છાના વિરામ વિના સૃષ્ટિનું કંઈ પણ નાશ થઈ શકતું નથી. પરંતુ ઈશ્વરની તે ઈચ્છાનો વિરામ થયો છે કે નહિ, આ પ્રશ્નનો ઉત્તર જડ વસ્તુથી મળે છે. જડ વસ્તુમાં કોઈ વસ્તુનો વિનાશ થતો નથી. પાણી વરાળ રૂપથી ઊંચે જઈને સુકાય છે, પરંતુ તે વરાળ પાછી પાણીની મૂર્ત્તિ ધારણ કરે છે. સુકાયલા ઝાડના પાતરા જમીન ઉપર પડીને અદશ્ય થાય છે; પરંતુ તે વળી વરાળમાં થઈને વનસ્પતિની વૃદ્ધિ કરવા મદદ કરે છે. મરેલા શરીરના હરએક અંગ, પ્રત્યેક હડકા, પ્રત્યેક પરમાણુ વિચ્છિન્ન થાય છે; પરંતુ તેમાં કંઈ વિનષ્ટ થતું નથી. એટલા માટે કોઈ ઉપમિતિ દ્વારાએ સપ્રમાણ થતું નથી કે મૃત્યુના પછી આત્માનો નાશ થશે. જ્યારે એક જડ પદાર્થના પરમાણુ વિનષ્ટ થઈ શકતા નથી, ત્યારે ઈશ્વર કેવી રીતે આત્માને નાશ કરવાની ઈચ્છા કરે.

પરંતુ મરતી વેળાએ શરીર જેમ ભાંગી જાયછે, આત્મા શું તે પ્રમાણે ભાંગી જતું હશે? એનો ઉત્તર ના. શરીર પરમાણુવાળું છે. જીવાત્મા એકજ વસ્તુ છે. શરીર અવયવવાળું છે; જીવાત્મા અવયવ વિનાનું છે. જીવાત્મા આકાશમાં નથી; એટલા માટે તે વિસ્તુતિ વિનાનોછે. જીવાત્મા એકજ વસ્તુછે, એને વાસ્તે ઘણા પ્રમાણ તથા યુક્તિની જરૂર પડતી નથી. હું એકજ છું; બે નથી, ત્રણ નથી, એ આપણા આત્મ પ્રત્યય સિદ્ધછે. જો કોઈને પણ પુછવામાં આવે કે તમે કેટલા જણ છો? તો તે પ્રશ્ન હસવા જેવો થઈ પડશે. આપણું શરીર સપૂર્ણ રીતે ફેરફાર થાય છે, પરંતુ જે હું આગળ હતો તે હું હમણા પણ છું ઉપલું જ્ઞાન પ્રત્યેક માનસિક ક્રિયાના મૂળમાં છે. આપણો વિચિત્ર ભાવ, વિચિત્ર મનોવૃત્તિ; આ એકજ વસ્તુથી અનુભવ કરીએ છિયે. હું એકજ છું આ જ્ઞાન ન હોય તો આપણે કોઈ વિષયને વિષય સમજીને અવધારણ કરી શકત નહિ; સર્વ આપણી આગળ અસંબંધ વિચ્છિન્ન થાત અને આપણી આગળ તેઓનું રેહેવું અને ન રેહેવું સમાન થાત. હું એકજ વસ્તુ છું. એ વાસ્તે આપણો નાશ થઈ શકતો નથી. શરીર પરમાણુવાળું છે. એટલા માટે તે પરમાણુ જુદા થયાથી તે શરીર નાશ થઈ શકેછે; પરંતુ આત્મા એકજછે, તેનો નાશ પણ નથી અને ભાંગતો પણ નથી.

અહીં આપણો આત્મા શરીરમાં બદ્ધ થઈ રહ્યો છે. કોઈ કોઈ કહે છે કે શરીરથી મુક્ત થયાથી આત્માનો નાશ થશે. આ કેવી ખોટી ઉક્તિ, એ કેવો ખોટો વિશ્વાસ? કેદીને જો એવી આશા આપવામાં આવે કે તમે જ્યાં સુધી કેદખાનામાં રેહેશો ત્યાં સુધી તમારૂ મંગલ થશે; મુક્ત થયાથી તમારૂ મૃત્યુ થશે; તો તેથી તેને કષ્ટ મોટું જણાશે. આપણું શરીર કેદખાનું છું. એમાં આત્મા સ્વાભાવિક સ્ફુર્તિ તથા પ્રભા બંધ થઈને રહ્યો છે. માણસ ખાધા પીધા અને ઊંઘવા વિના જીવન ધારણ કરી શકતો નથી. શરીરની સાથે આત્માનો અસ્થાયી સંબંધ છે; પરંતુ કેવલ આ શરીરનું લાલ

ન પાલનમાંજ હોય તો માણસનું સર્વ જીવન ગત થાયછે. કાચ જેમ જમીન ઉપર પડવાથી કડકા કડકા થાયછે, શરીર પણ તે પ્રમાણે થાયછે. એકવાર માત્ર શ્વાસ બંધ થયાથી શરીરમાંથી પ્રાણનો વિયોગ થાય છે. અહીંઆં આત્માનો સ્વાભાવિક સ્વાધીનતા કેટલી વેળાએ નાશ થાય છે અને તે દાસના પ્રમાણે આ શરીરના ઉપર કેટલા વિષય નિર્ભર કરે છે. એક એક વખતે આપણા મનનો ભાવ એટલો અધિક થાય છે, એટલો ગાઢ થાયછે, એટલો જલદી સંચારિત થાય છે, તે વાક્યથી કહી શકાતું નથી, જોવાને વાસ્તે આત્માની આંખના જેવા બે ગવાક્ષ જોઇએ; જવાને વાસ્તે પગ રૂપ બે ક્ષીણ યષ્ટિનું આવશ્યક કરે છે. સાક્ષાત્ મૃત્યુની છબી નિદ્રા રોજ રાત્રે આત્માને મૃતવત્ કરી મુકે છે. અહીંઆં આત્મા મૃત્યુ અને અમૃતની સંધિ સ્થાનમાં રહ્યું છે. અમૃત ધામજ તેનું યથાર્થ ધામ છે; મુક્ત ભાવજ તેનો સ્વાભાવિક ભાવ છે. જ્યાં સુધી આપણો આત્મા બંધીખાનામાં બંધ છે, ત્યાં સુધી જીવતો છે, મુક્ત હોવા છતાં મૃત છે; એ ઘણી ભયાનક વાત છે? એ વાત સત્ય હોય તો પૃથ્વીના સર્વ બનાવ અસલગ્ન થાય છે, મનુષ્યનું જીવન સંપૂર્ણ રીતે નિષ્ફલ થાય છે. ઈશ્વરના મંગલ સ્વરૂપના ઉપર નિર્ભર કરીને એ વાત કોઈ કહી શકતા નથી. શરીર આપણું સર્વસ્વ નથી, આત્માજ સાર પદાર્થ છે. શરીર અને આત્માનો મેળાપ થવો એ જે આશ્ચર્ય વ્યાપાર છે; આત્માનું જુદુ રેહેવું એ કંઈજ આશ્ચર્ય નથી. શરીર વગર જીવાત્મા રહી શકે છે એ મનમાં લાવવું અતિ સેહેલુ છે; શરીરની સાથે તેનો કેવી રીતનો સંબંધ થયો એ સમજવું કઠણ છે.

પરકાલના વિષય ચારે તરફના પ્રમાણથી દૃઢ વિશ્વાસ થાયછે. ઘણુંકરીને જ્યારે આપણે આપણી ફરજ સમજી શકીએ છીયે ત્યારે પરકાલનો વિશ્વાસ અત્યંત ઉજ્જ્વલ જણાય છે. જ્યારે આપણે વિષયના પ્રતિકૂલમાં જઇને પોતાને સ્વતંત્ર રૂપથી ઓલખી શકીએ; ત્યારે પરકાલની છાયા અહીંઆં જોઈ શકવા પામીએ છિયે

શેકડો યુક્તિ એકત્ર કર્યાથી પણ આપણે આ કર્ત્તૃત્વ જ્ઞાનને વંચિત કરી શકતાં નથી. આપણે કર્ત્તૃત્વનો ભાર આપણે પોતાની મેળે સમજી શકીએ છિયે. આપણો અંતરાત્માજ એનો પ્રમાણ છે. હરએક ધર્મ કાર્યમાં આપણો ત્યાગ જેટલો અધિક થાય જેટલો આપણામાં ધર્મનું બલ પ્રકાશ આપે છે, આપણી સ્વાધીનતા તથા કર્ત્તૃત્વ આપણે તેટલા સમજી શકીએ છિયે. વિષયાકર્ષના પ્રતિકૂલમાં આપણી ઇચ્છાને જેટલી લગાડશું; તેટલા સમજવાને સમર્થ થઈશું કે વિષયથી સ્વતંત્ર છિયે. એ પ્રમાણે કર્ત્તૃત્વ જ્ઞાન અને કર્ત્તવ્ય જ્ઞાન ધર્મનો એક પ્રધાન પુરસ્કાર અને પરકાલનો પ્રધાન પ્રમાણ સ્થલ છે. એકવાર કુપ્રવૃત્તિના પ્રતિસ્રોતમાંજ કોણ પોતાને સ્વાધીનતા જોઈ શકે છે? સ્વાર્થપરતાને વિસર્જ્જન આપીને કોણે પોતાને પૃથ્વિના અનુપયુક્ત અને શ્રેષ્ટ લોકના ઉપયુક્ત કેહેવા? એક સ્વાધીનતા સ્વતંત્ર કાર્યજ પોતાના કર્ત્તૃત્વ અને સ્વાધીનતાને જેમ વ્યક્ત કરવામાં આવે છે. શેકડો યુક્તિથી તેમ કરી શકાતું નથી. એક કષ્ટવાળું ધર્મનું કામ વિપક્ષ વાદીઓની યુક્તિથી ખંડનમાં અતી તીક્ષ્ણ હથીઆરવાળું થાય છે. આપણને આલોકામાં પરકાલનો કંઈ પણ આભાસ ન મળત તો તેથી દૃઢ વિશ્વાસ પરલોકના વિષય થાત નહિ. આપણે અહીંઆં મુક્ત ભાવને ન સમજત તો મુક્તિના વિષય કંઈ પણ સમજી શકત નહિ. અહીંઆં આપણે વિષયાકર્ષને જેટલી વાર દૂર કરશું; મુક્ત ભાવને જેટલું સમજશું; તેટલું પરકાલને મનમાં જાગ્રત રાખવાને શક્તિવાન થશું.

જ્યારે જોવામાં આવશે કે વિષય પ્રવાહના પ્રતિસ્રોતમાં અનેક વખત જવામાં આવે છે—ઇન્દ્રિય સુખને દૂર કરવામાં આવે છે, ત્યાગ સ્વીકાર કરવામા આવે છે, પ્રવૃતિની સાથે લઢાઈ કરવામાં આવે છે; એટલુંજ નહિ પરંતુ તે સર્વ કામ પૃથ્વીની સાથે જેવું જોઇએ તેવું યોગ આપવાવાળું નથી. તેનાથી સંસારની પણ ઉન્નતિ થતી નથી—ધન માન પણ ઉપાર્જન થતું નથી. સ્વાર્થપરતાની પણ તૃપ્તિ થતી નથી; ત્યારે એનાથી સિદ્ધ થાય છે કે, આ-

પણ કેવલ આ પૃથ્વીના જીવ નથી; શ્રેષ્ટ લોકના લાયક જ્ઞાન અને ધર્મ શિખવાને વાસ્તે આ પૃથ્વીમાં કેટલોક વખત રેહેવાને આવ્યા છિયે, પશુઓનું એવું એક પણ અંગ નથી, એવી એક પણ પ્રવૃત્તિ નથી, એવું કંઈજ નથી જેનાથી આ લોકમાં સારી રીતે ઉપયોગ કરી શકે. મનુષ્યમાં એવું કેમ નથી? જનમંડલની શૃંખલા રેહેવાને વાસ્તે બીજા નાનાપ્રકારના ઉપાય થઈ શકત—પરમેશ્વર માણસને પશુઓના પ્રમાણે કેવલ પ્રવૃતિના તાબેદાર કરી શકત; તે તેના સ્વાર્થપરતાને વધારે દૂર જોવા વાળો કરીને જનમંડલની મર્યાદા રક્ષા કરી શકત, પરંતુ માણસ માત્ર આલોકનો પ્રાણી નથી એવું જાણીને જગદીશ્વરે એવું આપ્યું નથી. ધર્મનો સ્વાર્થ વગરનો જે ભાવ છે તે પૃથ્વીના ભાવથી અતિ ઉચ્ચ છે.—સંસારના ન્હાના વિષય સર્વને ઉપયોગ વિનાના છે. માણસ ધર્મની સાથે નિષ્કામ મિત્રતા બાંધ્યાથી પોતાને વૈષયિક ક્ષતિ વૃધ્ધિની આશા ભયમાં વિશેષ વ્યાકુલ થતા નથી, ધર્માનુષ્ટાનમાં પોતાને પવિત્ર કરીને પૃથ્વીથી ઉચ્ચતર ધામના લાયક કરે છે. અહીંઆંથી આપણે પરકાલનો આભાસ મળે છે. આપણે જીવદ્દશામાં ધર્મના અનુરોધથી વિષયના ઉલટા જઈને મુક્તાવસ્થા કેટલુંક જાણી શકીએ છિયે.

ઈશ્વરની સાથે અહીંઆં આપણે યોગ થયાથી પરકાલનો વિશ્વાસ વધારે અચલ થાય છે. ઈશ્વરની સાથે અહીંઆં એકવેળા સંબંધ બાંધ્યાથી કોઈ પણ તે વિશ્વાસને ખંડન કરી શકનાર નથી. એ અખંડ વિશ્વાસના ઉપર નિર્ભર કરેલા પ્રાચીન ઋષિઓએ કહ્યું છે 'य एतद्विदुरमृतास्ते भवन्ति' 'જેઓ એને જાણે છે, તેઓ અમર થાય છે.' ઈશ્વરની સાથે આપણો હમેશાનો સંબંધ છે તે સંબંધ એક વેળા બાંધ્યાથી કોઈ કાલે તે દૂર થવાનો નથી; આપણે ઈશ્વરના આશ્રયમાં હમેશા રેહેશું; આ દ્દઢ વિશ્વાસના કરતાં પરકાલનું દ્દઢતર પ્રમાણ બીજું કંઈ નથી. શુદ્ધ તર્ક તરંગના ઉપર પરકાલનો વિશ્વાસ નિર્માણ કર્યાથી કંઈ કામ થતું નથી. વિપક્ષિઓ તર્કના બલથી એને કદાપિ પ્રમાણ કરી શકતા નથી, જે જીવા-

ત્માનો નાશ અથવા ભંગ થશે. આપણને ઉપમિતિથી જણાય છે કે જીવનો નાશ નથી અને ભંગ પણ નથી. પરંતુ આ સર્વ તર્કના આડંબરમાં આપણી બુદ્ધિનું સાફલ્ય થાય છે. આત્મ. પ્રત્યયના ઉપર નિર્ભર વિના કેવલ બુદ્ધિના સિદ્ધાંતથી મનની ખાતરી થતી નથી. પોતાને ભૂલીને વિષય સ્રોતમાં જવાથી તે પ્રત્યય ઉત્પન્ન થઈ શકતું નથી; ધર્મ અને ઈશ્વરની સાથે યોગ ન હોય તો તે પ્રત્યય દૃઢ થતો નથી. અસ્થાયી વિષય લાલચથી હમેશ ડામાડોળ વાળું મન હોય તો અનંત કાલના ઉપર દૃષ્ટિપાત થતી નથી. જેની સાથે આપણો હમેશાનો સંબંધ છે; જે આપણો આ લોકનાં અને પરલોકનો એક માત્ર જીવવાનો ઉપાય છે; તેને અહીંઆં લાભ કર્યાથી પરકાલના વિષયમાં કંઇ સંદેહ રેહેતો નથી. તેનાથી આપણો એ અટલ વિશ્વાસ થાય છે કે તેનાં આશ્રયથી આપણે કોઈ કાલે વંચીત થશું નહિ—તેની સાથે સંબંધ કદિ ભાંગશે નહિ, તે આપણા જ્ઞાન નેત્રથી કદિ અંતરિત થશે નહિ. તે અંતકાલ પર્યન્ત આપણી સ્પૃહાને તૃપ્ત કરશે આશાને પૂર્ણ કરશે—આત્માને શીતલ કરશે અને સ્વંય પોતે દાન કરીને આપણું પાલન પોષણ કરશે. આ અટલ વિશ્વાસજ પરકાલનું દેખીતું પ્રમાણ છે.

---

## अष्टम उपदेश.

### ( **સ્વર્ગ અને નરક** )

સ્વર્ગ નરકનો ભાવ કંઈને કંઈ સર્વ ધર્મમાં મળે છે. જ્યાં પાપ પુણ્યની કંઈ વાત છે જે ધર્મમાં કર્ત્તવ્યનો ભાવ કંઈ પણ કેહેલો છે, ત્યાં સ્વર્ગ નરકનો કોઈ પણ પ્રકારનો પ્રસંગ જરૂર મળે છે. સર્વ ધર્મમાં પાપ લોક દુઃખકારક અને પુણ્ય લોક સુખનું ધામ જાણીને વર્ણન કર્યું છે. સર્વ ધર્મનો આ ઉપદેશ છે કે, પરમ ન્યાયવાન પરમેશ્વર પરલોકમાં પાપ પુણ્યનું ફલ ન્યાયથી આપે છે. આપણને સહજ જ્ઞાનથી જે મળે છે. બ્રાહ્મધર્મમાં ટુકામાં તે સર્વ છે

"पुण्यं कुर्वन् पुण्य कीर्तिः पुण्यं स्थानं स्मगाच्छति । पापं कुर्वन् पाप कीर्त्तिः पापमेवा श्रूते फलं" પરંતુ તે પુણ્ય ફલ અને પાપ ફલ વિશેષ કરીને કેહેવાથી નાનાપ્રકારના ભ્રમની ઉત્પત્તિ થઈ છે. ધર્મમાં સુખ છે અને પાપમાં દુઃખ છે એ આપણે સહજ જ્ઞાનથી જાણીએ છિયે. પરંતુ જ્યાં તે સુખનો ભાવ અને દુઃખનો ભાવ વિશેષ કરીને વર્ણલો છે ત્યાં સત્યના પરિવર્ત્તથી કલ્પના સ્થાન પામી છે. ધર્મની સાથે સુખ કેવા પ્રકારનો છે અને પાપની સાથે દુઃખ કેવું સહન કરવું પડશે તેનો વિચાર કર્યાથીજ સ્વર્ગ નરકનો ભાવ ઘણો ખરો સમજાશે.

સુખ એ શું છે? આપણી સર્વ વૃત્તિને ચરિતાર્થ કરવી તેનું નામ સુખ છે. આપણી કોઈ એક વૃતિ નિદ્રિત રહ્યાથી સુખનો એક દરવાજો બંધ થયલો કેહેવાશે. માણસ ઈંદ્રિય પ્રવૃત્તિ સર્વ બાહરના વિષયના ઉપર ઉન્મુખ રહ્યા છે, તેનું માનસ રસના સૌંદર્યનું રસપાન કરવાને વાસ્તે ઉત્સુક રહ્યું છે, તેની બુદ્ધિ વૃત્તિ સર્વ જ્ઞાન અને સત્યની તરફ પસરેલી થાય છે, તેનું હૃદય પ્રેમ ક્ષુધા શાંતિને વાસ્તે નિત્ય વ્યાકુલિત થાય છે તેની ધર્મ—પ્રકૃતિ શ્રેયને અવલંબન કરીને ખુશ થાય છે અને તેના વિમલ આત્મપ્રસાદથી પરમ પરિતોષ પ્રાપ્ત થાય છે, તેની ઈશ્વર સ્પૃહા વિષયના સ્થૂલ ઢાંકણને ભાંગીને અદૃશ્ય અલક્ષ્ય વિષયાતીત ઈશ્વરને પામીને ખુશ થાય છે. માણસ જો સંપૂર્ણ રીતે સુખી થવા ચાહતો હોય તો તેને વાસ્તે અર્થ, જ્ઞાન, પ્રેમ, ધર્મ, ઈશ્વર, એ સર્વ આવશ્યક છે. આપણી કોઈએક વૃત્તિ કોઈએક ઈચ્છા અસંપન્ન હોય તો તેથી સુખથી વંજિત થવાય છે. આપણું સુખ જયારે એનાથી બીજા પ્રકારનું છે ત્યારે એ સ્પષ્ટ રહ્યું છે કે, એ સર્વ સુખ એક વેળા ઉપભોગ કરવું આપણું સાધ્ય નથી. ઇન્દ્રિય સુખનો અભિલાષી મનુષ્ય બુદ્ધિજનિત અને ધર્મજનિત સુખ ભોગવવાને સમર્થ થતો નથી. ધાર્મિક મનુષ્યને ઘણી વેલા વિષયસુખમાં વંજિત રેહેવું પડે છે. આપણું હૃદય કોઈપણ પ્રકારથી ખેદવાળું થાય તો ઇન્દ્રિય—સુખ વિજ્ઞાન—

સુખનો સ્વાદ જણાતો નથી અને એ પણ જોવામાં આવ્યું છે કે, ધર્મયોદ્ધાઓ ધર્મનું બખતર પેહેરીને વિપક્ષઓના શેકડો પ્રકારના અત્યાચારને તુચ્છ કર્યા છે; તેઓની આત્માની શાંતિ કોઈએ પણ હરી નથી. "प्रासादे सर्व्वदुःखानां हानिरस्योपजायते" એનાથી આપણે એક નિયમ એ મળે છે કે, પવિત્ર સુખ ભોગવું હોય તો નિકૃષ્ટ સુખને અનેક સમય છોડવું જોઈએ. વિષયની સાથે જેવું આપણું વિષયનું સુખ છે તેવું ધર્મની સાથે આત્મપ્રસાદ અને ઈ- શ્વરની સાથે બ્રહ્માનંદનો ઉપભોગ થાય છે. આ ધર્મ—જનિત આત્મપ્રસાદ અને ઇશ્વરના સાહવાસ જનિત બ્રહ્માનંદ આપણુ ચિરજીવનનું સંબલ છે. વિષયના યોગથી જે સુખ થાય છે, તે વિષયના વિચ્છેદથી ચાલ્યું જાય છે; પરંતુ ધર્મનો આનંદ અને બ્ર- હ્માનંદ આપણું અક્ષય ધન છે. માણસની ઉન્નતિની સાથે સાથે તેની ધર્મ પ્રવૃત્તિ ક્રમે કરીને પ્રશસ્ત અને ઉન્નત થાય છે અને તે- નાથી આનંદ વધારે અધિક થાય છે. યૌવન કાલે જેમ નવા નવા સુખના ઝરા મુક્ત થયાથી બાલ્યકાલના સર્વ સુખને અતિક્રમ કરે છે, તે પ્રમાણે આત્માની ઉન્નતાવસ્થામાં જ્ઞાન, ધર્મ ઈશ્વર પ્રીતિ, આ સર્વથી આનંદની ધારા નીકળીને નિકૃષ્ટ સર્વ સુખને અતિક્રમ કરે છે.

ધર્મની સાથે આત્મપ્રસાદની સાથે વિશેષ યોગ છે, તેમ વિ- ષય સુખની સાથે નથી. આપણને સ્વાદ ન હોય તો જેમ ખોરાકનો વિચાર રેહેતો નથી, તે પ્રમાણે આત્મપ્રસાદ ન હોય તો આપણે ધર્મનું માધુર્ય ગ્રહણ કરી શકવાના નથી એટલુંજ નહિ પરંતુ ઘણી જગ્યાઉપર ધર્માનુષ્ઠાનમાં વિશેષ વ્યાઘાત જન્મત. આપણે નિ:સ્વાર્થ ભાવથી ધર્મના કામનું અનુષ્ઠાન કર્યાથી ઈશ્વર આપણા આત્મામાં આત્મપ્રસાદ મોકલે છે. વિષય સુખ ઘણી વેળા ધર્મના વિરોધી થાય છે, પરંતુ આત્મપ્રસાદ વિશ્વાસી દાસના પ્રમાણે સાથે રહીને આપણને ધર્મ કાર્યમાં અધિક ઉત્સાહ આપેછે, વિષય સુખ ધર્મનો નિત્યનો સંગી નથી. ધર્મનુંજ સાધન કરવું

જોઈએ; તેના આનુષંગિક વિષય સુખ મળે તો ઉત્તમ, ન મળે તો તેમાં શું? આપણી સર્વ વૃત્તિને ચરિતાર્થ કરવી તેનું નામ સુખ છે; તેમાં ધર્મના વિરોધી સુખનો પરિત્યાગ કરવો એ ધર્મ છે. ધર્મને રક્ષા કરવાથી વિષય સુખને ઘણી વેળા વિસર્જ્જન કરવું જોઈએ. દુઃખને આદરથી ગ્રહણ કરવું જોઈએ. યૌવનકાલમાં સર્વ પ્રવૃત્તિ સમુન્નત થાય છે, આ વેળાએ ખુશી થવાની સ્પૃહા, કીર્તિ મેળવવાની ઈચ્છા, વિષય લાલચ પ્રબલ થાય છે. આ વેળા ઈચ્છાની સાથે ધર્મની સાથે સર્વદા વિરોધ થાય છે. મનની ઈચ્છાને પૂર્ણ કર્યાથી સુખ જણાય છે, ધર્મના હુકમથી તે સુખને દૂર કરે તો આત્મપ્રસાદ થાય છે. ધર્મની રક્ષા કરવા જતા અનેક સમય વિષય સુખને બલીદાન આપવું જોશે; પરંતુ તેથી ધર્મજનિત આનન્દ વધારે ઉજ્જવલ થશે. નિઃસ્વાર્થ ધર્મકાર્યનું ફલ આત્મપ્રસાદ છે; ઈન્દ્રિય સુખ ધર્મની આગળથી પ્રાર્થના કરવી વૃથા છે.

સુખ અને આત્મપ્રસાદ એ બંનેનો પ્રભેદ નિર્દેશ કર્યાથી અનેક ભ્રમ દૂર થઈ શકે છે. કોઈ કોઈ કહે છે કે, ઈશ્વરના રાજ્યમાં વિચાર નથી; ધાર્મિકોને અધિક દુઃખી જોવામાં આવે છે, પાપીઓને સંસારમાં સુખ મળે છે. હિતૈષણા, ન્યાય, સત્ય અવલંબન કરવા જતા ધનમાન મર્યાદાની હાનિ થાય છે. એટલા માટે સંસારમાં સુખે રહેવા જતા ધર્મની રક્ષા થતી નથી.

ધાર્મિક થયાથી સંસારના સર્વ સુખસંપદ ભોગવશું, ઈશ્વર મંગલને વાસ્તે એવું આપ્યું નથી. તે આપણને સુખથી તેટલો ચાહતો નથી, જેટલો આપણો ધર્મ ચાહે છે. તે ધાર્મિક થવામાંજ આપણી સર્વ કામના પૂર્ણ થાત તો ધર્મનું કંઈ મૂલ્ય તથા બલ રહેત નહિ. ધર્મનો એવો ઉદાર ભાવ છે કે, આપણે જો સુખ ઉદ્દેશ કરીને ધર્મનું સાધન કરીએ તો તેની પવિત્રતાની નુકશાની થાય છે. ત્યાગજ ધર્મનો પ્રાણ સ્વરૂપ છે; પરંતુ આપણે જો ભવિષ્યના લાભના ઉદ્દેશ્યથી ત્યાગ હાલ સ્વીકાર કરીએ તો તે

ધર્મતાનો ત્યાગ નથી, ધર્મને વાસ્તે સારી રીતે ત્યાગ સ્વીકાર કરવો જોઇએ. ધર્મને ધર્મના વાસ્તે આલિંગન કરવું જોઇએ. આપણે જો ભવિષ્યના સુખની આશાથી હાલનું સુખ પરિત્યાગ કરીએ તો તે ધર્મ સાધન કેહેવાય નહિ; પરંતુ તે સ્વાર્થ સાધન કેહેવાય. ધર્મનો હુકમ સમજીને ધર્મનું કામ કરવું જોઇએ, તેમાં કોઈ ગુપ્ત અભિસંધિ રેહેવી ન જોઇએ. આ જગ્યા ઉપર વિષય સુખની સાથે ધર્મની સાથે કેવો વિરોધ દેખાય છે, આપણે સંપૂર્ણ લોભ વિનાના થઇને ધર્માનુષ્ઠાન કરવું જોઇએ. ઈશ્વર જો તેનો બદલો આપે; તે જો આપણને દુઃખના શેકડો ગુણે સુખ આપણને વાસ્તે એકઠું કરી રાખે, તો તેની કૃપા વિના બીજુ કંઇજ નથી, એનાથી આપણો નિઃસ્વાર્થ ભાવની કંઇ હાનિ થતી નથી.

વિષય સુખની સાથે ધર્મનો વિરોધ રહ્યાથીજ ધર્મનું યથાર્થ માહાત્મ્ય પ્રકાશ આપે છે. આપણી જે ઇચ્છા હોય તેજ જો ધર્મ હોત, આપણી સ્વેચ્છાચાર અને કર્ત્તવ્યમાં જો કંઇ પ્રભેદ ન રહેત; તો ધર્મના કામનું મૂલ્ય શું રેહેત? આપણે પોતાની મેળે ધર્મના માર્ગે જઇએ છિયે ઈશ્વરની ઇચ્છા પણ એવીજ છે; અને આ કારણથી તે આપણને સ્વાધીનતા આપી છે. આપણી સામે સત્‌માર્ગ અસત્‌માર્ગ બંને રહ્યા છે અને આ બંનેમાંથી જે ઇચ્છા હોય તે રસ્તે જઇ શકીએ છિયે આ કર્ત્તૃત્વ ભાવ પણ રહ્યો છે. જ્યારે ઇચ્છાની સાથે સત્‌નું અવલંબન કરવુંજ ધર્મ છે, ત્યારે જો ધર્મથી વિરોધી ઇચ્છા આપણું કંઇ ન થાય તો તેથી આપણે ધર્મનું ઉપાજર્જન શા વાસ્તે કરવું? સંસારની કોઇ પ્રકારની લાલચને જો આપણે ધર્મના રસ્તાથી ખેંચવાને વાસ્તે આપણી સામે ન આવત તો ધર્મ રક્ષાનો ગૌરવ શું રેહેત? જે ધર્મના વિરોધી સર્વ વિષય આપણને ખેંચે છે, આપણે બલ પૂર્વક તે સર્વ વિષયના પ્રતિસ્રોતમાં જઇએ છિયે તેથીજ આપણે ધર્મનું ગુરૂત્વ ઉપલબ્ધિ કરીએ છિયે. ઈશ્વર જો કેવલ આપણને સુખી કરવાની ઇચ્છા કરત તો ધર્મ ન આપતા પણ સુખી કરી શકત. પરંતુ જ્યારે

તેના શુભ અભિપ્રાયથી આપણે ધર્મ બલ મેળવીએ છિયે અને તેની આગળ જવાને શક્તિવાન થઈએ છિયે, ત્યારે આપણું લક્ષ્ય શું વિષય સુખ ઉપર જવું ઉચિત છે? નહિ, ધર્મને વાસ્તે વિષય સુખને હાનિને હાનિ સમજવી શું ઉચિત છે?

આપણે અહીંઆં બે પ્રકારની અવસ્થા જોઈએ છિયે. ઘણીક જગ્યા ઉપર ધર્મની સાથે આપણો વિરોધ રહે છે, ઘણીક જગ્યાપર નિર્વિરોધ જણાય છે. એક તરફ આપણી નિર્દોષાવસ્થા છે; બીજી તરફ આપણી ઉન્નતિ અથવા દુર્ગતિની અવસ્થા છે. આપણી પ્રવૃતિની સાથે ઘણીક જગ્યાપર ધર્મનો ઐક્ય જોવામાં આવે છે. શરીરની રક્ષા કરવી એ આપણો પરમ ધર્મ છે; પરંતુ આપણે પ્રવૃત્તિના તાબેદાર થતાં પણ શરીરની સેવામાં પ્રવૃત્ત થઈએ છિયે. અલંકાર વસ્ત્ર સુખ સ્વચ્છંદતા પામવાને વાસ્તે લોકો કેટલા પ્રકારના કષ્ટ સહન કરે છે, ધર્મતઃ વિવેચના કરવા બેઠા તો તેથી કંઈ પણ ગૌરવ રહેશે નહિ, પરંતુ જો આપણો એવો એક સમય આવે કે જ્યારે આપણે વિપત્તિના એકાંત આકાન્ત થઈએ શોકમાં વ્યાકુળ થઈએ આપણા પોતાના ઉપર કંઈ પણ આદર રહે નહિ; મૃત્યુજ આપણને પ્રાર્થનીય થઈ પડે; એવી અવસ્થામાં આપણે આપણું સર્વ બલ એકઠું કરીને કેવલ ધર્મને વાસ્તે, કર્ત્તવ્યને વાસ્તે આત્મ રક્ષા કરીએ છિયે; તે જગ્યાપર આપણું ધર્મનું બલ પ્રકાશ આપે છે. આ પ્રમાણે આપણે ધર્મમાંથી હિતૈષણાનો હુકમ પામીએ છિયે અને આપણે સ્વાભાવિક પ્રવૃત્તિથી પણ બીજાના ઉપર પ્રેમ, દયા, કરૂણા વિસ્તાર કરીએ છિયે. પરંતુ માતા જે તેના પુત્રને સ્નેહ કરે છે, સ્વામી જે તેની સ્ત્રીને પ્રીતિ કરે છે, દરિદ્રનું દુઃખ જોઈને જે કોઈ માણસ દયા અનુભવ કરે છે, તેમાં તેઓનું ધર્મ ગૌરવ શું? લઢાઈની વેળાએ ધર્મનું માહાત્મ્ય પ્રકાશ પામે છે. આપણે જ્યારે પોતાના સુખ સ્વચ્છંદતાને વિસર્જ્જન કરીને નિરાહારી નિરાશ્રયને અન્ન વસ્ત્ર દાન કરીએ છિયે, જ્યારે આપણે સર્વ દુઃખ સહન કરીને સુદૃઢ પ્રતિજ્ઞાની સાથે

આપણા કોઈ ચિરપાલિત ખરાબ અભ્યાસને છોડીએ છિયે. જ્યારે શત્રુને પ્રેમથી પરાજય કરીએ છિયે—અસાધુને સાધુતાથી વેચીએ છિયે—જ્યારે ધર્મને વાસ્તે પ્રાણ જવાની આશંકાને પણ પરિત્યાગ કરીએ છિયે, ત્યારેજ આપણું ખરૂ મહત્વ છે, ત્યારેજ આપણું કર્ત્તૃત્વ પ્રકાશ આપે છે, ત્યારેજ આત્મામાં આત્મપ્રસાદ ઉતરે છે. આત્માનું બલ વીર્ય આ પ્રમાણે પેદા થાય છે, આ સર્વ સંગ્રામની જગ્યાપર આપણી પરીક્ષા અને શિક્ષા થાય છે. આ માટે ઈશ્વર અમોને સંસારમાં હમેશ સુખના ખોલામાં સુવાડી રાખતો નથી. તે આપણને નાનાપ્રકારની કઠોર અવસ્થામાં નાખીને આપણને શિક્ષા આપે છે. દેવ—ભાવ, પશુ—ભાવ—કુપ્રવૃત્તિ, સુપ્રવૃત્તિની સાથે લઢાઈથી આપણે ધર્મબલ મેળવીએ છિયે.

જેઓ સ્વર્ગને વિષય સુખનું ધામ સમજીને વર્ણના કરે છે, તેઓની ભૂલ આ જગ્યાપર સ્પષ્ટ દેખાશે. અહીંઆં આત્મપ્રસાદ સ્વર્ગનો પેહેલો.આભાસ છે, પરંતુ તેઓના અભિપ્રાયથી તે સ્વર્ગમાં વિષયસુખ એકઠું કરેલું છે સર્વ કામના આ મૃત્યલોકમાં દુર્લભ છે તેજ ત્યાં પૂર્ણ થશે. સરથા સતૂર્યા અપ્સરા, મહદાયતન સુગંધવાળો બગીચો, સુશીતળ આવેરળ છાયા, વિસ્તીર્ણ વિમલા નદી, આ સર્વ સ્વર્ગલોકમાં પ્રચુર રૂપથી મળશે, આ સર્વ પ્રાપ્ત કરી લેવું એ આપણું સર્વ ધર્મ કાર્યનું છેલું ફલ છે? અહીંઆં થોડું ત્યાગ કરી શકયા તો સ્વર્ગલોકમાં આપણે હાથી ઘોડાના રથમાં ફરશું. અ-હીંઆં આપણે કામોપભોગથી દૂર રહી શક્યા તો સ્વર્ગલોકમાં ઉત્કૃષ્ટ સુરા, અપ્સરા, મર્ત્યલોકથી દુર્લભ ભોગ સર્વ લાભ કરશું. સ્વર્ગનો આવો ભાવ શું ખરાબ છે? એમાં મારો આત્મા કદિ સાય આપતો નથી.

વિષયસુખ શું આપણો પરમ પુરૂષાર્થ છે? આપણું સર્વ ધર્મ કાર્યનું છેલું ફૂલ શું અકિંચિત્કર વિષયસુખ છે? આપણી સર્વ આશા શું એવા સુખના પર્યવસાન થઈ શકે? એના કરતા ઉન્નત ઉચ્ચો પવિત્ર ફૂલ શું કંઈ નથી? હે ભદ્ર! હે વિદ્વન્! તમે શું

મનમાં વિચારો છો કે અહીંઆંની તમારી સર્વ ઇચ્છા પૂર્ણ થઈ છે તમે અહીંઆંના સર્વ કામનાના કામ ભોગી થયા છો પાર્થિવ સુખનો કંઈ અભાવ નથી; ધન, માન, યશ પ્રભુત્વ, જેટલું જોઈએ તેટલું ભોગવો છો, એ શું તમારૂ પરમ પ્રાર્થનીય અવસ્થા કેહેવાય? એ અવસ્થામાં તમે શું હમેશ પરિતૃપ્ત થઈ શકશો? આ સુખ—પ્રદર્શન જો અનંત કાલ સુધી તમારા સાંમે વિસ્તૃત રહે તેથી શું તમે પોતાને કૃતાર્થ સમજશો? નહિ. શું તમારો આત્મા એનાથી મહત્વનો ઉચ્ચો વિષય ચાહતો નથી? માણસનો આત્મા આ સર્વ પ્રશ્નનો આ એકજ ઉત્તર આપે છે, કે આત્માની સ્પૃહા અને આશા, વિષય સુખથી કોઈ પણ રીતથી પૂર્ણ થતી નથી.

હજારો પ્રકારના ઇન્દ્રિય સુખ, હજારો જાતના બનાવટ શોભાથી અનુરંજિત થયાથી પણ આપણા આત્માને પૂર્ણ અને પરિતૃપ્ત કરી શકતા નથી. નિર્દોષ ઇન્દ્રિય સુખ અવશ્ય સેવવું જોઈએ તેમાં કંઈ સન્દેહ નથી. શોભા સંગીત સુગંધવાળા મનોહર બગીચામાં તથા ઉન્નત મકાનમાં રેહેવું.—જે સર્વ જગ્યાપર કાન કોઈ ખરાબ સ્વર સાંભળી શકે નહિ, આંખ કંઈ કુત્સિત રૂપ જોઈ શકે નહિ, એવા સર્વ સ્થાનમાં કાલ કાઢવો.—નાનાપ્રકારના ભોગ્ય સામગ્રીમાં આપણી પશુ પ્રકૃતિને પૂર્ણ કરવી, એ સર્વ સામાન્ય સુખ નથી. પંડિતાભિમાની માણસો તે કેમ કેહતા નથી. કે એ સર્વ સુખ કદિ ખરાબ નથી! જગદીશ્વરે આપણને માટે આવું સુખ અપર્યાપ્ત રૂપથી વિસ્તારેલું રાખ્યું છે. આપણી આંખ કાન પવિત્ર સુખના બે વિસ્તીર્ણ દરવાજા છે પરંતુ એવું ઇન્દ્રિય સુખ આપણું સર્વસ્વ નથી. એનાથી આપણી સર્વ પ્રકૃતિ પૂર્ણ થતી નથી, આપણે એના કરતા પણ વધારે જોઈએ ઇન્દ્રિયમાં આશક્ત મનુષ્ય એવા સુખમાં ઉત્તમ પ્રકારે પરિતૃપ્ત થઈ શકતા નથી. યૌવન કાલ અતિક્રમ કર્યા પછી તેનો ઉત્તમ પ્રકારે અનુભવ થાય છે. આપણે યૌવન કાલે જેટલા અપર્યાપ્ત રૂપથી સુખ ભોગવીએ છિયે ત્યાર પછી તેટલા જલદી તેમાં વિરક્ત ઉત્પન્ન થાય છે. જેઓ

તે સમયમાં પરિમિત રૂપથી સુખ ભોગવે છે, પછી તેમાં તેની સ્પૃહા રેહેતી નથી. આપણા જીવનનો એવો એક સમય આવશે જ્યારે આપણી સાંસારિક સર્વ ભાવ શીતલ થઇ ગયલા હશે અને સંસારમાં જેઓ સર્વસ્વ જાણીને સેવા કરીને આવ્યા છે, તેઓ પણ સમજી શકશે કે તે સંસાર પણ તેઓના શૂન્ય હૃદયને પૂર્ણ કરી શકતા નથી.

એટલા માટે સ્વર્ગને આ પ્રમાણે વિષય-સુખનો આલય કહીને વર્ણના કરવું એ કેવું મૂઢનું કામ છે! વિષય સુખમાં આપણો આત્મા તૃપ્ત થતો નથી, આ આપણું પરમ મંગલ છે, ત્યારે તે સુખજ શું આપણા જીવનનું છેલું લક્ષ્ય છે, સર્વ કર્મનું એ શું છેલું ફળ થશે?

પુનઃ પુનઃ કેહેવામાં આવ્યું છે કે આપણે નિઃસ્વાર્થ ભાવથી લોભ શૂન્ય થઇને ધર્મનું અનુષ્ટાન કરવું જોઇએ. આપણે સ્વર્ગના લોભથી ધર્મમાં અનુરક્ત થઇએ છિયે. નરકના ભયથી પાપથી દૂર થઇએ છિયે. ધર્મજીવિ જીવનનો ભાવ એ પ્રમાણેનો હોવો ન જોઇએ. ઇશ્વર આપણી પાસેથી નિષ્કામ પ્રીતિ ચાહે છે, તેનાથી આપણે નિઃસ્વાર્થ ધર્મની શિક્ષા પામીએ છિયે. ઈશ્વર ધર્મને ધર્મના વાસ્તે આલિંગન કરવાની આપણને શિક્ષા આપે છે. આપણે લાભ ક્ષતિ ફલાફલ વિચાર કરીને ધર્મમાં પ્રવૃત્ત થઇએ છિયે, તેની શિક્ષા એવી નથી. આપણો નિઃસ્વાર્થ ભાવ જોઇને તે પ્રસન્ન થઇને આપણને બદલો આપે છે અને તે પોતે તેનો પુરસ્કાર થાય છે.

માણસને જેઓ લોભ દેખાડીને ધર્મમાં આણવાને ચાહે છે અથવા ભય બતાવીને પાપથી દૂર રાખવા ચાહે છે, તેઓ ધર્મનો ખરો ભાવ સમજતાં નથી.

ઈશ્વર આપણને ભવિષ્યમાં દંડ પુરસ્કાર આપવા માટે અહીંઆં મોકલ્યા નથી. તેને આપણે માટે એક તરફ સ્વર્ગ અને બીજી તરફ નરક ઉત્પન્ન કરીને આપણને તેઓના મધ્ય સ્થલ આ પૃ-

થ્વીમાં નાખ્યા નથી. મૃત્યુના પછી હોય તો અનંત સ્વર્ગ ભોગ તથા અનંત નરક ભોગ થશે. આત્માનું ઉત્કર્ષ સાધનજ તેનો ઉદ્દેશ્ય છે. આ પૃથ્વીમાંજ આપણી શિક્ષાનો છેડો આવતો નથી. આપણે સહજ જ્ઞાનથી એ સમજી શકીએ છિયે કે ઈશ્વર "धर्म्मा-वहं पापनुदं" ધર્મજ ખખતર અને પાપનો મોચયિતા છે. પાપીને દંડ જરૂર થશે. ન્યાયવાન્ ઈશ્વર પાપનો જેટલો જોઈએ તેટલો દંડ અવશ્ય આપે છે; દંડને માટે તેને દંડ આપવાનો તાત્પર્ય નથી પરંતુ પાપીનું પરિત્રાણને માટે છે. તે પ્રમાણે ઈશ્વર અવશ્ય ધર્મનો બદલો આપશે. પરંતુ પુરસ્કારને વાસ્તે ધર્મ નથી. આપણે શું પ્રત્યાશાપન્ન થઈને ધર્મનું સાધન કરવું જોઈએ? કદાપિ નહિ, ઈશ્વર સુખને પરમ પુરસ્કાર કરીને રાખતો નથી; પરંતુ સુખ આપણું અન્ન પ્રમાણે છે; તે અન્ન મળ્યાથી આપણે અધિક પ્રકૃષ્ટ રૂપથી ધર્મ સાધન કરી શકશું, એ તેનો અભિપ્રાય છે. આપણે ધર્મ સાધન કરીને ધર્મ બલ મેળવ્યું; ઈશ્વરની પાસે જવા પામ્યા; આ આપણો પુરસ્કાર છે; એના કરતાં બીજું અધિક શું જોઈએ? આપણે પાપના કલંકથી મુક્ત થઈને અન્યતા પવિત્રતાને મેળવીને, પુણ્ય સંચય કરીને, સ્વાધીનતા ઉપાર્જ્જન કરીને, છેલે આપણું એક લક્ષ્ય એ થયું કે સ્વર્ગમાં જઈને થોડુક સુખ ભોગવીશું? ધર્મ મેળવીને આપણું લક્ષ્ય ઈશ્વરની તરફજ જાય છે. આપણે ધર્મ સાધન કરીને તે પવિત્ર સ્વરૂપને પામવાના અધિકારી થઈએ છિયે.

સાંસારિક સુખ ભોગવાને વાસ્તે ધર્માચરણ જે પ્રકારનું છે તે પ્રમાણે સ્વર્ગ લાભને વાસ્તે ધર્મ સાધન છે. સ્વાર્થપરતા શું પરલોક સુધી ફેલાવ્યાથી તેને ધર્મનો વેશ ધારણ કર્યો જો થોડા પુરસ્કારને વાસ્તે ધર્મ સાધન ખરૂ ધર્મ ન થાય તો વધારે ઇનામને વાસ્તે જે ધર્મ કેહેવાય તે શું પવિત્ર ધર્મ કેહેવાય? એક સોનાની મોહરથી લોભાઈને ચોરી કરવી તે જેમ ખરાબ છે તેમ શો મોહરથી લોભાઈને ચોરી કરવી એ એકજ છે એટલુંજ નહિ પરંતુ

અધિક છે, અને સ્વર્ગ સુખ ભોગવાભી આશા પણ તેવીજ છે. એક દિવસના બંદીખાનાના ભયથી પાપથી દૂર થવું જેમ છે તે પ્રમાણે ચઊદ વર્ષના કેદખાનાના ભયથી દૂર થવું; અને અનંત નરકાગ્નિનું ભય પણ તે પ્રમાણેનું છે. જે માણસ આશાથી ધર્મનું સાધન કરે છે તે એકવેળા ઘણું ધન મળવાની આશાથી હાલ કેટલુંક દુઃખ સહન કરી શકે; પરંતુ જે ધર્મને વાસ્તે ધર્મનું સાધન કરે છે, તે બીજા મૂલ્યના વિષય વિચાર કરતો નથી, તેના પક્ષે થોડુ મૂલ્ય જે છે અધિક મૂલ્ય પણ તેજ છે.

પરંતુ સ્વર્ગ લોભથી જેમ ધર્મ થતો નથી, નરકનો ભય પાપીના પક્ષે તે પ્રમાણે છે. પાપીને નરકનો ભય કોણ દેખાડશે? તે અહીંઆં નરકની જ્વાલા સહન કરે છે; એટલુંજ નહિ પરંતુ તેનાથી તેની ચેતના થતી નથી: પાપીને અનંત નરક છે, જ્વલંત આગ છે, ન ખમાય એવી યાતનાનો ભય દેખાડો તેથી તેનું શું થશે! તેનાથી પાપની આસક્તિ શું ક્ષીણ થશે? ના કેવલ ભયનો સંચાર થશે. ભયથી ચાલવાના જેવો નીચ ભાવ બીજો કોઈ નથી. જે માણસ પાપનું મલિનત્વ જોઈ શકે છે, તેનાથી દૂર રેહુવાની શક્તિ સમજ્યો છે, ઈશ્વરની અપ્રસન્નતા અનુભવ કર્યો છે; એટલુંજ નહિ પરંતુ જેઓ પાપના પ્રતિ ધિક્કાર થયો નથી, ઈશ્વર પ્રીતિની શાખા માત્ર પણ જેના હૃદયમાં ઉત્પન્ન થઈ નથી. પરંતુ તે મનુષ્ય નીચ દીન પશુવત્ ભયથીજ કદિ કદિ પાપ પ્રવૃત્તિને દૂર કરી શકે છે, તેના અપરાધથી શું તેથી કોઈ પણ રીતે કમતી થશે! ખરાબના ઉપર પ્રીતિ કરવી એજ પાપ છે; તેની સાથે ભય મળ્યાથી શું તેનું મલિનત્વ દૂર થયું?

પાપીને શિક્ષા અવશ્ય ભોગવી પડશે. જે ધર્મ-રાજ્યનો રાજા છે, તે પાપનો દંડ અવશ્ય આપશે. સર્વ ધર્મમાં એનો સ્વીકાર કરે છે એટલુંજ નહિ પરંતુ પાપીઓના પોતાના અંતરમાં એ ભયનું રાજત્વ કરે છે. પરંતુ પાપીને નરક કેવી રીતે ભોગવવું પડશે? આત્મગ્લાનિજ પાપીનું નરકભોગ છે. તેના

ન ખમાય એવું હૃદયજ્વાલાજ નરકાગ્નિ સમાન છે. પાપીને શિક્ષા આપવાને માટે અગ્નિમય દૈત્યમય કીટ પૂર્ણ નરકની કલ્પના કરવાની આવશ્યકતા નથી. તેની આત્મગ્લાનિનો દરવાજો ખુલ્યાથી તે નરકની સર્વ યંત્રણા ભોગવશે. પાપી મનુષ્ય અહીંઆં અમનચેનમાં પોતાની અવસ્થા ભૂલી જાય છે હમેશના અભ્યાસથી પાપકર્મમાં સંકોચ વિના રત થાય છે. તેઓને શિક્ષા આપવાને વાસ્તે અધિક બીજુ કંઈ આવશ્યક•કરતું નથી, તેઓનું મન બાહરના વિષયથી નિવૃત્ત થયાથી પોતાના પ્રતિદૃષ્ટિ કરશે; ત્યારેજ તે પોતાની અવસ્થા સમજી શકશે; ત્યારે તેની તે આત્મગ્લાની યંત્રણા નરકની યંત્રણા જણાશે. અહીંઆં પાપીઓનો ફુલેલો ભાવ જોતાજ તેઓને સુખી સમજવા એ ભૂલ છે. પાપનું ફલ આ જે પાપીઓ "दुर्भिक्षात् यांति दुर्भिक्षं क्लेशात् क्लेशंमपाद्भयां"

પરંતુ એક વિષય આપણે જાણીએ છિયે કે પાપીઓને અનંત શિક્ષા નથી. તેનાં પાપનો ભાર જેટલો પણ હોય કેમ નહિ તે જરૂર પરિમિત છે. પરિમિત જીવ અનંત પાપમાં પાપી કદિ થઈ શકતો નથી. કેટલા પાપને વાસ્તે કેટલો દંડ ભોગવવો પડે છે તે કહી શકાતું નથી; પરંતુ એટલું તો કહી શકીએ છિયે કે થોડા પાપને વાસ્તે અનંત નરક ભોગ કદિ તેના લાયક દંડ થઈ શકતું નથી.

ન્યાયવાન ઈશ્વર જેમ પાપનો દંડ અવશ્ય આપશે તે પ્રમાણે તે પાપીને સુધારવાનો ઉપાય જરૂર કરશે. તે દંડને વાસ્તે દંડ આપતો નથી; પરંતુ મંગલોદ્દેશથી દંડ આપે છે. તેની સર્વ શિક્ષા ઔષધ પ્રમાણે છે. તે પાપીઓને એક વેળા પરિત્યાગ કરતો નથી. જ્યારે પાપી તેના પાપને માટે અનુતાપ કરેછે. જ્યારે તે પોતાનું યથાર્થ ધામ શોધેછે જ્યારે તે સર્વ ચિત્તમાં પોતાના પરમ પિતાના પ્રતિ દૃષ્ટિ કરેછે ત્યારે તે શાંતિ ભોગવે છે અને છેલે જ્યારે તે ઈશ્વરનો આહ્વાન સાંભળીને પોતાની મેળે તેની તરફ જાય છે, ત્યારે તે પોતે હાથ પ્રસારિત કરીને તેને આલિંગન કરશે અને પછી પોતાના રાજ્યનો અધિકારી કરશે.

પાપીને નરક ભોગ આ પ્રમાણે થાય છે, ધાર્મિકને સ્વર્ગ ભોગનો આભાસ અહીંઆં શું મળે છે? અંતરમાંજ તેનો આભાસ મળે છે.

બ્રાહ્મધર્મમાં સ્વર્ગ કેવલ સુખનું સ્વર્ગ નથી. બ્રાહ્મધર્મ સુખને વાસ્તે, ભોગને વાસ્તે, અહીંઆં હોય અથવા બીજી જગ્યાપર હોય ધર્મ સાધન કરવાની શિક્ષા આપતો નથી; પરંતુ સર્વદા એનું ફલ ભોગવવાનો વિરાગનો ઉપદેશ આપે છે. બ્રાહ્મધર્મ એવું કંઇ ઔષધ આપતો નથી કે જેના ખાધાથી પાપી સારો થાય; પરંતુ તે આ ઉપદેશ આપે છે કે અનિવાર્ય યત્નથી આપણી ખરાબ પ્રવૃત્તિને દમન કરવી જોઇએ અને આપણી ઇચ્છાને ઇશ્વરની ઇચ્છાની સાથે મેળવવી જોઇએ, બ્રાહ્મધર્મ એવું કોઇ સ્થાન બતાવતો નથી કે જયાં ગયાથી આપણે સર્વ જ્ઞાન; સર્વ ધર્મ, સર્વ સુખ લાભ કરી શકીએ. પરંતુ કોઇ કાલે પણ આપણી આત્માની ઉન્નતિનો વિરામ થશે નહિ. આપણે એક લોકમાંથી બીજા એક ઉચ્ચા લોકમાં જઇને ઉત્કૃષ્ટતર અવસ્થાને પ્રાપ્ત થશું. "स्वर्गात् स्वर्गं सुखात् सुखं" સ્વર્ગથી સ્વર્ગ, સુખથી ઉત્કૃષ્ટતર સુખ ભોગવશું—વિષય સુખ નહિ પરંતુ બ્રહ્માનંદ. આપણે અનંત ઉન્નતિ લાભના અધિકારી છિયે, અનંત—સ્વરૂપને આપણે કોઇ કાલે જાણીને અને તેનો આનંદ ભોગવીને છેડો લાવી શકતા નથી, તે અનંત ઝરામાંથી આપણે સર્વ કાલે પૂર્ણ થઇ શકશું. આપણે કોઇનો ભય નથી આપણે અહીંઆં રહીએ, જે અવસ્થામાં રહીએ, ઈશ્વરથી કદિ વિચ્છિન્ન થશું નહિ. આપણે જગત્પિતાના આશ્રયમાં હમેશ રેહેશું. ધર્મ ઉન્નત ભાવ ધારણ કરશે. પ્રત્યેક પાપ પ્રવૃત્તિ વિમર્દ્દિત થશે અને આપણો દેવ ભાવ સર્વ સમુન્નત થશે. આપણે પુણ્ય પદવીમાં આ પ્રમાણે આરોહણ કરતાં કરતાં આપણું પાપનું મેલ સર્વ ધોવાઇ જશે અને આપણા આત્મામાં પવિત્રતા, મંગલ ભાવ આત્મ—પ્રસાદ વેહેશે. આપણો દેવ ભાવ સર્વ આસુરિક પ્રવૃત્તિના ઉપર જય લાભ કરીને આપણું ખરૂ આધિપત્ય સંસ્થાપન કરશે.

આપણું જ્ઞાન, ભાવ અને ઇચ્છા એકત્ર ઉન્નત થઈ શકશે. તે સત્ય પુરૂષ આપણા જ્ઞાનને સ્વર્ગીય અન્ન થશે; આપણો સર્વ ભાવ ઉન્નત થઈને તેમા અર્પિત થશે; આપણે નવા ક્ષેત્રમાં પડીને ઈશ્વરનું નવું નવું કામ સંપૂર્ણ કરીને જીવનનું સાર્થક કરશું આપણે કેવલ ધ્યાનમાં રેહેશું નહિ, બ્રહ્મમાં લય થઈ જશું નહિ; પરંતુ ધર્મનો પુરસ્કાર તેના સહચર અનુચર થઈને તેનો સહવાસ જનિત આનંદ ભોગવતા ભોગવતા ચિરજીવન ગાળશું. આપણું જ્ઞાન ભાવ અને ઇચ્છા એ ત્રણમાંનું એક પણ નાશ થશે નહિ. પરંતુ તેની ક્રમિક ઉન્નતિ થશે. આપણી ઇચ્છા ઈશ્વરની મંગલમયી ઇચ્છાની અનુગામિની થશે; આપણી પ્રીતિ હાલ એક કુટંબમાં એક ગામમાં, એક દેશમાં બંધાયલી છે પરંતુ જ્યારે તે ઈશ્વરનો ઉદાર પ્રેમનું રૂપ ધારણ કરશે અને આપણું જ્ઞાન વિકશિત થયાથી તેને વધારે ઉજ્જવલ રૂપથી જોઈ શકશું.

આપણે સદ્ભાવ, હિતૈષણા, પવિત્રતા મેલવશું; આપણા હરએક વાક્ય હરએક કામથી ધર્મામૃત નીકળશે. આપણાથી પ્રીતિ વિસ્તાર થઈને હજારો આત્માને રસાલ કરશે આપણે દેવતાઓની સાથે પરમ પવિત્ર પ્રેમ ભાવથી રહીને ઈશ્વરનો પ્રિય અભિપ્રાય સંપાદન કરશું. ત્યારે આપણી અહીંઆંની અવસ્થા સ્મરણ થયાથી એ આપણા જીવનની બાલકાલની હાલત મનમાં આવશે અને આપણી અહીંઆંની સર્વ શિક્ષા બાળકની પગ ચાલવાની શિક્ષાના પ્રમાણે જણાશે.

આપણો ઈશ્વર આપણી સામે જાજ્વલ્યમાનથી પ્રકાશિત રેહેશે, આપણે તેની મહિમાને મહીયાન કરશું, તેની ઉપાસનામાં જીવન ગાલશું, તેના સહવાસથી પરિતૃપ્ત થશું, તેના પવિત્ર ચરણમાં શ્રદ્ધા અર્પણ કરીને પોતાને કૃતાર્થ કરશું, તેમાં ગાઢતર પ્રીતિ સ્થાપન કરશું અને તેનો અપાર પ્રેમ અધિક ઉજ્જવલ રૂપથી અનુભવ કરશું. તેજ આપણો ઉપજીવિકા છે, જો ચંદ્ર સૂર્ય કદિ નિર્વાણ થઈ જાય તથાપિ એવા દિવસે જરૂર ઉદય થશે.

એ દિવસે એક વાર ઉદય થયાથી કદિ અસ્ત થશે નહિ પરંતુ એનો પ્રકાશ ક્રમે કરીને ઉજ્જવલ થઈને આપણા આત્માને અનુરંજિત કરશે. એજ સ્વર્ગ છે, એજ મુક્તિ છે.

एषाऽस्य परमा गतिरेषास्य परमा संपत् ।
एषोऽस्य परमो लोक एषोऽस्य परम आनंदः ॥

---

## નવમ ઉપદેશ.

### (મુક્તિ.)

ઈશ્વરની ઉપાસના શા માટે કરવી? જે માણસ તેનો ઉત્તર એ આપે છે કે સુખ સંપદ મળવાને વાસ્તે કરવામાં આવે છે તે માણસ બાલકના પ્રમાણે ઉત્તર આપે છે. તેનું યથાર્થ લક્ષ્ય સ્થાન હમણા સુધી તેના હૃદયમાં આવ્યું નથી. અહીંઆં સુખ દુઃખનું સર્વદા પરિવર્ત્તન થાય છે. આપણી શિક્ષાને વાસ્તે, પરીક્ષાને માટે ઈશ્વર આપણી આગળ વિષય મોકલે છે. વિષય--સુખ કદિ ઈશ્વરોપાસનાનો ખરૂં લક્ષ્ય નથી. ત્યારે ઈશ્વરની ઉપાસના શા માટે કરવી જોઈએ? જે માણસ તેનો એવો આપે છે કે મુક્તિ લાભને માટે, તે પંડિતની માફક ઉત્તર આપે છે. મુક્તિજ આપણું યથાર્થ લક્ષ્ય સ્થાન છે અને તેના આનુસંગિક જે કંઈ ઉપકારી હોય તે આપણને પ્રાર્થનીય યોગ્ય છે. જેની મુક્તિના ઉપર લક્ષ્ય હોય તેની આગળ સર્વ નિઃસ્વાર્થ ધર્મ કાર્ય શ્વાસની પેઠે સહજ કરે છે. તર્કના ઉપર, લોક વાકયના ઉપર, દેશાચારના ઉપર નિર્ભર કરીને ધર્મ શિક્ષા કરતો નથી. પોતાને પવિત્ર કરવાને માટે તેનો પ્રાણગત યત્ન રહે છે, કેમકે પવિત્ર સ્વરૂપને લાભ કરવોજ તેનો ઉદ્દેશ હોય છે. મુક્તિની તરફ જેનું લક્ષ્ય હોય તેની હૃદયની ગાંઠો તુટી જાય છે. હૃદયની ગાંઠો કોણે કહે છે? મોહ, અજ્ઞાન સ્વાર્થપરતા એ સર્વ ગાંઠો આપણને સંસારના પાશમાં મૃત્યુના પાશમાં બાંધે છે. મુક્તિની તરફ જેની દ્રષ્ટિ હોય તે પુણ્ય પદવીમાં સહજમાં જાય છે.

મુક્તિ કોને કહે છે? સંસાર બંધનથી મુક્ત થવું. મૃત્યુના પાશથી પ્રમુક્ત થઈને અમૃતની તરફ આગળ જવું. વિષયાકર્ષણથી વિમુક્ત થઈને વિષયના બાહરના પદાર્થનો આશ્રય લેઓ. જ્યાં સુધી આપણે સંસાર બંધમાં બંધાયલા રેહેશું ત્યાં સુધી આપણો બંધ ભાવ રેહેશે. જ્યાં સુધી વિષયની સાથે જોડેલા રેહેશું ત્યાં સુધી મૃત્યુના પાશમાં બદ્ધ રેહેશું. અંતરથી મુક્ત ન હોય તો મુક્તિનો ભાવ સમજાતો નથી. આપણે અહીંઆં મૃત્યુ અને અમૃતના સંધિસ્થલમાં રહ્યા છિયે. મૃત્યુથી અમૃતની તરફ જેટલા જશું તેટલા આપણે મુકત ભાવ જોવા પામશું. આપણે જ્ઞાન ભાવ અને ઇચ્છાને એકત્ર કરીને ઇશ્વરમાં જેટલું અર્પણ કરશું તેટલી આપણી મુક્તિની અવસ્થા પ્રાપ્ત કરશું જ્યારે ઈશ્વરની સાથે આપણો કંઈ વિવાદ રહેશે નહિ ત્યારેજ આપણે યથાર્થ મોક્ષાવસ્થાને પામશું.

તેજ આત્મા મુક્ત છે, જે આત્મા એ ઇંદ્રિયોને વશીભૂત કરી છે, જેઓ સંસારિક સુખ દુઃખમાં ફસતા નથી, જેઓ ખાવા, ઊંઘવા અમનચમનમાં જીવન ગાળતા નથી પરંતુ ઇશ્વરને માટે ક્ષુધિત એને તૃષિત થઈને જીવન ગાળે છે.

તેનોજ આત્મા મુકત છે, જેઓ વિષય આસક્તિને છોડી શક્યા છે, જેઓ જડમય પૃથ્વીમાં બદ્ધ થઈને એને કેદખાના પ્રમાણે કરી મુકતો નથી; પરંતુ આ સ્થલ આવરણમાંથી સર્વાતીત પરમેશ્વરમાં જાય છે અને તે અનંતના નામાક્ષર સર્વત્ર પાઠ કરીને પોતાને ઉન્નત કરે છે.

તેજ આત્મા મુક્ત છે, જે સંસારના અનુરોધના કરતાં ઈશ્વરનો અનુરોધ ગુરૂતર માને છે; જેઓ દેશાચારની આગળ અવનત થતા નથી, પૈતૃક ધર્મ ગ્રહણ કરીને તુષ્ટ થતા નથી. ક્યાંથી પણ હોય સત્યનો પ્રકાશ મળે તો આદરની સાથે ગ્રહણ કરે છે અને મનુષ્યનો ઉપદેશ અંતરનો ધર્મોપદેશને છોડતાં નથી.

તેજ આત્મા મુકત છે, જેઓની પ્રીતિ એક જગ્યા ઉપર બંધા-

, ૮ એક દેશમાં તથા એક સંપ્રદાયમાં બદ્ધ નથી; જે ઉપર પ્રસન્ન ભાવથી દૃષ્ટિ કરે છે; જેઓ આલસ્ય, અહંકાર ને પરતાને ત્યાગ કરીને હૃદયની ગાંઠોને છેદન કરે છે અને ઈશ્વરને વાસ્તે પોતાનું સર્વસ્વ બલિદાન આપવાને તૈયાર થાય છે.
તેજ આત્મા મુક્ત છે, જે આત્મા બાહરની અવસ્થામાં સંરચિત રેહેતો નથી. પરંતુ પોતાના જીવનનો સંકલ્પ સ્થિર રાખીને સર્વ બનાવોમાં, સર્વ અવસ્થાઓમાં પોતે ઉન્નતિના અનુકૂલ થાય છે.
તેજ આત્મા મુક્ત છે, જે ધર્મ બલથી સબલ થઈને પૂર્ણ મંગલ સ્વરૂપ ઈશ્વરના ઉપર આંતરિક વિશ્વાસ કરીને સર્વ ભયનો પરિત્યાગ કર્યો છે.

આપણું જ્ઞાન, ભાવ અને ઈચ્છા તે સત્ય સુંદર મંગલ પૂર્ણ પુરૂષની સાથે જેટલું ઐક્ય થશે તેટલા આપણે મુક્તિની અવસ્થાને પ્રાપ્ત થશું આપણી ઈચ્છા જ્યારે તેની ઈચ્છાની સાથે મળશે ત્યારે મોક્ષાવસ્થા સમજવી. જ્યારે સત્ય જ્યોતિથી જ્ઞાન ઉજ્જવલ થશે, પ્રીતિની શિખાથી હૃદય ઉદ્દિપ્ત થશે, પવિત્રનું બલ અને ઉન્નત આશા ઉજ્જવલિત થશે ત્યારેજ મુક્ત થશો તે અમૃતની સાથે યોગ થયાથી આપણે અમૃત સૂર્ય કિરણમાં વાસ કરતાં રેહેશું.

આવી મુક્તિ લાભ કરવી આપણું અનંતકાલ સાધ્ય છે ઈશ્વરનું પૂર્ણ જ્ઞાન પૂર્ણ ઈચ્છાની સાથે મળ્યાથી આપણું અનંત જીવન ગત થશે. અહીંઆં આપણું મૃત્યુ પર્યન્ત એક કાલનો નિર્દેશ છે. અહીંઆં આપણો એક પાઠ પુરો થયો. પરંતુ પૃથ્વીમાં આપણી શિક્ષાનો છેડો નથી. હાલ એક કાલ છે. આ જીવન પછી બીજો એક નિત્ય કાલનો આરંભ થશે; અહીંઆં કેવલ સંસારની સાથે યોગ છે, ઈશ્વરની સાથે કંઈ પણ યોગ નથી, મૃત્યુના પછી ઈશ્વરની સાથે યોગ થશે, એવું નથી, ઈશ્વર આપણો આ કાલમાં પણ છે, આપણા બીજા કાલમાં પણ ઈશ્વર છે. આપણે અમૃતના અધિકારી છિયે, આપણી ક્રમિક ઉન્નતિ થાય છે, આપણું આ જીવન અનંત કાલના અન્તર્વર્ત્તી છે. વર્ત્તમાનકાલ

અનંત કાલથી વિચ્છન્ન નથી. આ જીવદ્દશામાંજ
ક્તિના રસ્તામાં પગ મુકીએ છિયે. અને અનંતકાલ
રસ્તામાં અગ્રસર થશું.

આ પૃથ્વી લોકથી આપણને ઉત્કૃષ્ટ લોક કેવું મળશે? ત્યા પ-
વિત્ર પ્રેમ અને નિર્માલાનંદ વહે છે. ત્યાં ઈશ્વર પ્રીતિ હૃદયને
ઉત્ફુલ્લ કરે છે, તેની ઈચ્છા સંપન્ન કરવામાં આનંદ જન્મેછે. તે લોક
દેવલોક છે, ત્યાં આપણે ઈશ્વરની આગલ પાસે જઈએ છિયે,
આપણું જ્ઞાન, ભાવ અને ઈચ્છા ઈશ્વરનુંજ જ્ઞાન, પ્રીતિ અને ઈ-
ચ્છાની સાથે અધિક મળે છે. તેજ સ્વર્ગલોક છે, તેજ પુણ્ય
ધામ છે.

એટલા માટે બ્રાહ્મધર્મની મુક્તિ બ્રહ્મમાં લય થવાને કહેતા
નથી; બ્રાહ્મધર્મની મુક્તિ આત્માની અનંત કાલની ઉન્નતિ. બ્રાહ્મ
ધર્મ એવો ઉપદેશ આપતો નથી કે બીજાના હાથમાં મુક્તિનાં ભાર
અર્પણ કર્યાથી મુક્ત થવાશે. કોઈ માણસ દેવતા અથવા કોઈ
ધર્મ યાજક આપણને વાસ્તે મુક્તિ લાવશે. બ્રાહ્મધર્મનો વિશ્વાસ
એવો નથી કે પુરા કાલથી કોઈ નિષિદ્ધ વૃક્ષનું ફલ ખાવાથી આ-
પણે પાપી થયા છિયે આપણને ઈશ્વર પણ ત્રાણ કરવાની શક્તિ
ધરાવતો નથી; આપણે અનુતાપ કર્યાથી કંઈ થનાર નથી; એક
જણ માનવદેવતાનું સહાયતા જોઈએ. બ્રાહ્મધર્મના મતથી ઈશ્વ-
રજ આપણો મુક્તિ દાતા છે, તેજ આપણો પરિત્રાતા છે. આ-
પણે "आत्म प्रभावात् देव प्रसादात्" ઈશ્વરના પ્રસાદથી અને
પોતાના યત્નથી અન્તરથી મુક્ત ન થવાથી તીર્થ—દર્શનથી અથવા
ગંગા સ્નાનથી અથવા કોઈ ઐન્દ્રજાલિક વ્યાપારથી આપણી મુક્તિ
થતી નથી આપણી મુક્તિ આ પૃથ્વીમાં કોઈ એક સ્વર્ગ લોકમાં બદ્ધ
નથી; પરંતુ ઈશ્વર પ્રસાદથી તેનો આશ્રય લીધાથી આપણે ચિરકાલ
રહીને મુક્તિના રસ્તે ઉત્કૃષ્ટથી ઉત્કૃષ્ટતર સ્વર્ગમાં અનંત કાલ સુધી
અગ્રસર થવામાં આવશે. બ્રાહ્મધર્મનું આજ સ્વર્ગ, આજ મુક્તિછે.

**समाप्त.**

# વિજ્ઞાપન.

મારા નીચે લખેલાં પુસ્તકો નીચલી જગ્યાઉપર વેચાય છે.

| | | |
|---|---|---|
| બ્રાહ્મધર્મ ... ... ... ... ... ... | ૬ | ૦ |
| બ્રાહ્મધર્મમતસાર ... ... ... ... ... | ૦ | ૩ |
| બ્રાહ્મધર્મમત અને વિશ્વાસ ... ... ... | ૨ | ૮ |
| બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન ... ... ... ... | ૨ | ૮ |
| સદ્ધર્મ સૂત્ર ... ... ... ... ... ... | ૨ | ૦ |
| જાતિભેદ અને ભોજનવિચાર ... ... ... | ૩ | ૦ |
| આર્યધર્મનીતિ ... ... ... ... ... | ૧૨ | ૦ |
| ખ્રિસ્તધર્મનીતિ... ... ... ... ... ... | ૧ | ૦ |
| જરસ્તોસ્તધર્મનીતિ ... ... ... ... ... | ૪ | ૦ |
| નારીધર્મ ... ... ... ... ... ... ... | ૪ | ૦ |
| કઠોપનિષત્નો સાર ... ... ... ... ... | ૦ | ૬ |
| શ્વેતાશ્વતરોપનિષત્નો સાર... ... ... ... | ૧ | ૦ |
| તલવકારોપનિષત્નો સાર ... ... ... ... | ૧ | ૦ |
| ભગવદ્ગીતાનો સાર... ... ... ... ... | ૨ | |
| પ્રાર્થનાવલી ... ... ... ... ... ... | ૦ | ૬ |
| ધર્મદીપિકા ... ... ... ... ... ... | ૦ | ૩ |
| બાબુ કેશવચંદ્રસેનનો પિતા અને પુત્રવિષે ઉપદેશ | ૦ | ૬ |
| બાબુ કેશવચંદ્રસેનનો વેદપુરાણવિષે ઉપદેશ ... | ૦ | ૩ |
| અગ્નિસંસ્કાર... ... ... ... ... ... | ૦ | ૬ |
| સત્યનાં વચન ... ... ... ... ... ... | ૦ | ૨ |

વિલાયતી શાક ભાજીના બીજ વાવવાં વિષે ...

અનુમતી નાટક અર્થાત્ મેવાડનો દેશહિ

પ્રતાપસિંહનું પોરૂષ સંબંધી ઐતિહાસિક ન

મુંબઈમાં—કોટમધ્યે જાહાંગીર બેજનજી ક

અમદાવાદમાં—ગુજરાત વર્નાક્યુલર સોસૈટી.

" પ્રાર્થના સમાજમાં.

કરાચીમાં—પ્રાર્થનાસમાજમાં. શ્રી ના: